# ગૃહ કેળવણી

## Home Education.

લેખક તથા પ્રકાશક,

જટાશંકર પુરૂષોત્તમ ભટ્ટ

માસ્તર, પારસી વીરબાઈજી હાઈસ્કૂલ,

કરાંચી.

આવૃત્તિ પહેલી. પ્રત. ૧૦૦૦.

૧૯૨૨.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં, શા. સોમાલાલ મંગળદાસે

છાપ્યું. પાંચકુવા–અમદાવાદ.



મરહુમ શેઠ ખરશેદજી શાપુરજી સોપારીવાલા

જન્મ તા. ૧૨મી એપ્રીલ ૧૮૫૨. સ્વર્ગવાસ તા. ૫મી સપ્ટેમ્બર ૧૯૧૫.

G. P. Press Ahmedabad

# અર્પણ પત્રિકા.

સોપારીવાલા ખાનદાન સાથે મારો સહવાસ ઘણા લાંબા વખતનો છે; અને એ ખાનદાન તરફથી મારાપર અનેક ઉપકારો થએલા છે.

એ ભલા ખાનદાનના વડા બીરબાઈજી સ્કુલના સ્થાપક, સ્વર્ગવાસી શેઠ શાપુરજી હોરમઝજી સોપારીવાલાના નેક પુત્ર સ્વર્ગવાસી શેઠ ખરસેદજીનો શાન્ત સ્વભાવ, ગરીબો પ્રત્યેની પરોપકારની લાગણી, વિદ્યાવૃદ્ધિ (કેળવણીના કામમાં) તન, મન અને ધનથી જીંદગી પર્યંત આપેલી સહાયતા, ખાનદાનથી ઉતરી આવેલા ધોરણે બાળકોને ગૃહકેળવણી આપવામાં જાળવી રાખેલી દૃઢતા, વગેરે ઉત્તમ ગુણોથી આકર્ષાઇ આ 'ગૃહ કેળવણી' નામનું મારૂં નાનું પુસ્તક નિઃસ્પૃહ હૃદયે, ઘણાજ માન અને સદ્‌ભાવની નિશાની તરીકે સમર્પણ કરૂં છું.

ઇશ્વર એમના અમર આત્માને અખંડ શાન્તિ બક્ષો! અસ્તુ!

સેવક,

જટાશંકર પુરૂષોત્તમ ભટ્ટ.

## આ પુસ્તક માટે મળેલા અભિપ્રાય.

---

**શેઠ ધનજીભાઈ પેસ્તનજી કોટવાલ.**

બી, એ; એલ, એલ. બી;

**માજી વાઇસ પ્રિન્સિપાલ, સિંધ મદરેસા તુલ ઈસ્લામ.**

લખે છે કે:—

પારસી વીરબાઇજી સ્કુલના ગુજરાતી વિભાગના માસ્તર સાહેબ મી. જટાશંકર પુરૂષોત્તમ ભટે રચેલા ગૃહ કેળવણી નામના પુસ્તકમાં એક અનુભવી શિક્ષક તરીકે રચનારે અનેક વ્યહવારૂ અને યોગ્ય સુચનાઓ ખાસ કરીને બાળકોની કેળવણીના સંબંધમાં સમાવી છે. જે માબાપોને અતી ઉપયોગી થઇ પડશે. એમાં સંશય નથી.

આખું લખાણ સાદી ને સરળ ભાષામાં લખાયેલું છે. જે તેના ઉપયોગીપણામાં વધારો કરી આપે છે.

કરાંચી, તા. ૧૪–૧૨–૨૧.

(સહી) ધનજીભાઇ પેસ્તનજી કોટવાલ.

---

**દસ્તુર ડૉકટર માણેકજી નસરવાનજી ધાલા.**

એમ. એ. પી. એચ. ડી.

લખે છે કે:—

ભાઇ જટાશંકર માસ્તર જેઓ આપણી કોમના બાળકોને છેલા ત્રણ દાયકા થયા શરૂઆતની કેળવણી આપે છે. તેઓએ શિક્ષક તરીકેના પોતાના લાંબા અનુભવને આધારે ગૃહ કેળવણી નામની એક ઉપયોગી કેતાબ પ્રગટ કરી છે. આ વાંચવા જોગ કેતાબની નકલો સારી સંખ્યામાં ખરીદ કરી; આ ભલા શિક્ષકને તેમના આ ઉપયોગી કામમાં ઉત્તેજન અને મદદ આપવાને હું આપણા હમદીનોને ભલામણ કરૂં છું.

કરાંચી, તા. ૧૯ ડીસેમ્બર–૧૯૨૧.

(સહી) માણેકજી નસરવાનજી ધાલા.

---

**શેઠ એરચશાહ દીનશાહ શરાફ.**

ડી. પી. એચ. (લન્ડન)

**હેલ્થ ઓફીસર, કરાંચી મ્યુનિસિપાલીટી.**

લખે છે કેઃ—

પારસી વીરબાઇજી સ્કુલના માસ્તર સાહેબ મી. જટાશંકર પુરૂષોત્તમ ભટે રચેલાં ગૃહ કેળવણી નામનાં પુસ્તકની નોંધ લેતાં સેવકને ઘણો સંતોષ તથા ખુશાલી ઉપજે છે.

એક અનુભવી શિક્ષક તરીકે એવણે અનેક વ્યહવારૂ અને યોગ્ય સુચનાઓ, જેમાં ખાસ કરીને બાળકોને જન્મ પછી કેમ ઉછેરવાં, અને ઉમરમાં આવે દરેક તબકે કેવી કેળવણી આપવી જોઇએ, તે લખાણુ દરેક માબાપોને અતી ઉપયોગી થઇ પડશે, એમાં શક નથી.

સને ૧૯૨૦ ના એપ્રીલ માસમાં માતાઓ તેમજ બાળકોના લાભ માટે જે અતી ફતેહમંદ પ્રદર્શન, કરાંચી હેલ્થ એસોસીએશન તરફથી કરવામાં આવ્યું હતું, તે વખતે ઘણા તરફથી સેવકને ફરમાસ થઇ હતી, કે એક પુસ્તકના આકારમાં એ સઘળી સુચનાઓ પ્રગટ થવી જોઇએ; અને એ કીંમતી ખોટ માસ્તર સાહેબ મી. જટાશંકરે પુરી પાડી છે. તેની નોંધ લેતાં હું તેમનો ખરો આભાર માનું છું.

આખું લખાણુ સાદી ને સરલ ભાષામાં દરેક વાંચનારને સમજ પડે તેવી રીતે લખાએલું છે, જે તેના ઉપયોગી પણામાં વધારો કરી આપે છે.

કરાંચી, તા. ૨૧ ડીસેમ્બર, ૧૯૨૧.

(સહી) **એરચશાહ દીનશાહ શરાફ.**

---

**શેઠ રૂસ્તમજી જમસેદજી દસ્તુર.**

બી. એ; બી. એસ. સી; એમ. ટી. સી. ડી.

**આજી હેડ માસ્તર સાહેબ, પારસી વીરબાઇજી સ્કુલ.**

લખે છે કેઃ—

મી. જટાશંકર પુરૂષોત્તમ ભટે પ્રગટ કરવા ધારેલુ પુસ્તક "ગૃહ કેળવણી" એમના શિક્ષક તરીકેના ૩૫ વર્ષના લાંબા અનુભવનો અર્ક આપે છે. કેળવણીના જુના સિદ્ધાંતોની સાથે આજના જમાનાની નવીન રીતીઓનું દીલખુશ મિશ્રણ કેમ થાય, તે આ નાનકડું પુસ્તક ઘણી સારી અને સરળ રીતે શીખાડે છે. કેળવણી બહુ તરફી અને કેવા પ્રકારની હોવી જોઇએ, તે મી. જટાશંકરે ઘણી વહેવારૂ સુચનાઓથી દેખાડી આપ્યું છે.

દરેક વાલીને આ પુસ્તક વાંચવા અને તે મુજબ અમલ કરવા ભલામણ કરવામાં આવે છે.

કરાંચી, તા. ૨૫–૧૨–૨૧.

(સહી) રૂસ્તમજી જમસેદજી દસ્તુર.

---

શેઠ કાવસશાહ એદલજી અંકલેશ્વરીઆ.

વાઇસ પ્રિન્સિપાલ "મામા ગર્લ્સ હાઇસ્કુલ"

લખે છે કેઃ—

ગૃહ કેળવણી ઉપરનું ભાઇ જટાશંકરનું લઘુ પુસ્તક, હું ધ્યાનપૂર્વક વાંચી ગયો છું. મારા મત પ્રમાણે એ પુસ્તક પારસી ઘરોમાં વાંચવા અને તે ઉપર અમલ કરવા લયક છે.

બાળકને દરેક શાખામાં કેમ કેળવવું, તે સંબંધી ઘણી સારી સુચનાઓ આ નાના પુસ્તકમાં આપેલી છે.

ભાષા સાદી અને પારસીઓ સમજી શકે તેવી છે.

મને આશા છે, કે જો પારસી ઘરોમાં આનો બરાબર ઉપયોગ કરવામાં આવે, તો પારસી કેળવણી અને પારસી બાળકોનો એક નવો યુગ શરૂ થાય. અને કોમ આત્મિક, માનસિક, અને નિતીની વૃદ્ધિમાં એક કદમ આગળ વધવા પામે.

કરાચી, તા. ૨૬–૧૨–૨૧.

(સહી) કાવસશાહ એદલજી અંકલેશ્વરીઆ.

**શેઠ શહેરીયારજી દાદાભાઈ કંટ્રાકટર.**
**બી. એ.**
**પર્સનલ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ઇન સિંધ.**
**લખે છે કેઃ—**

પારસી વીરબાઇજી સ્કુલમાં મી. જટાશંકર પુરૂષોતમ ભટ, ૩૧ વર્ષ થયાં શિક્ષક તરીકે પારસી કોમની સેવા બજાવે છે.

બાળકોને ઘર કેળવણી કેવી હોવી જોઇએ, એ વિષય પર પોતાના લાંબા અનુભવને આધારે 'ગૃહકેળવણી' નામનું નાનું પુસ્તક પારસી કોમના લાભને માટે એમણે રચ્યું છે. ગમે તેટલી કાળજી અને જ્ઞાન છતાં, આ જંજાળીનાં જમાનામાં, હવા, ઉજાસ, અને મોકળાસ વાળું ઘર, ભેળસેળ વગરનું અનાજ, ચોખ્ખું દૂધ અને ઘી, અને ઘણી વખતે ચોખ્ખું પાણી પણ, સાધારણ આવકવાળાં કુટુંબને મળવું મુસ્કેલ થઇ પડે છે. ત્યારે તેવી અવસ્થામાં માબાપની શારીરીક હાલત સારી તો ક્યાંથીજ હોય? અને તેમાં વળી કુદરતના કાયદાનો ભંગ કીધો હોય, તો અવતરેલાં બાળકોની કેવી કમનસીબી! તે ઉપરાંત માતાની અજ્ઞાનતાથી થતું નુકશાન સ્હેજ કલ્પી શકાય છે.

આવી જાતની માબાપની અને ખાસ કરીને માતાની અજ્ઞાનતા દૂર કરવાની નેમથી, મી. જટાશંકરે આ નાનકડું પણ ઉપયોગી ને સાદું તથા સરળ પુસ્તક રચીને, પારસી કોમની સેવા બજાવી છે. એમ વ્યાજબી રીતે કહી શકાય. આ પુકતક વાંચ્યાથી દરેકને ફાયદો થશે, એમાં કશો સંદેહ નથી.

આ ઉપયોગી પુસ્તકની નોંધ લેતાં જે સંતોષ ઉપજે છે, તેના કરતાં વધારે ખુશી થવા જેવું એ છે, કે આ પુસ્તક બહાર પડવાથી પારસી કોમના બાનુઓ અને ગ્રહસ્થોને એક જુના અનુભવી અને વફાદાર શિક્ષકની સેવાની કદર કરવાને અતુલ્ય તક મળશે. સેંકડો પારસી નરનારીઓ બાળઅવસ્થામાં આ શિક્ષકને હાથે તાલીમ પામ્યાં છે.

મને ઉમેદ છે, કે પારસી બાનુઓ અને ગ્રહસ્થો આ ઘરઉપયોગી પુસ્તકની નકલો ખરીદી, એક જુના અને જાણીતા શિક્ષકને મદદ રૂપ થઇ પડશે. તો એક લાયક ગૃહસ્થની કદર કરવા ઉપરાંત હાલના અને ભવિષ્યના શિક્ષકોમાં પારસી કોમને માટે ઉંચો છાપ પડશે: એટલુંજ નહિ, પણ સ્કુલના શિક્ષકો પારસી બાળકોને કેળવણી આપવામાં વધારે ઉત્સાહી બનશે.

કરાંચી, તા. ૪—૨—૨૨.

(સહી) શાહેરીયાર દાદાભાઈ કંટ્રાકટર.

---

બાઈ દીનબાઇ હોરમઝજી વજીફદાર,

કૈસરે હિંદ.

લખે છે કે:—

પારસી વીરબાઇજી સ્કુલના ઘણા પુરાણા શિક્ષક માસ્તર જટાશંકર પુ. ભટ્ટ તરફથી બહાર પાડવામાં આવનારી કીતાબ નામે 'ગૃહકેળવણી ' બહુ રસીલું વાંચન પુરૂં પાડે છે. દરેક પારસી ઘરમાં આ કીતાબ રાખવાને હું હમદીનોને ભલામણ કરૂં છું. મને ખાત્રી છે કે, તેમાં સમાયેલી અનેક નાની મોટી સુચનાઓ પારસી માબાપોને ઘણી ધ્યાન ખેંચનારી થઇ પડશે.

માસ્તર જટાશંકરને એમના નવા સહાસમાં હું દરેક ફતેહ ઇચ્છું છું.

કરાંચી, તા. ૧૨—૨—૨૨.

(સહી) ડી. દીનબાઇ હો. વજીફદાર.

## શેઠ સોરાબજી કાવસજી કાત્રક.

લખે છે કે:—

મારા માનવંત અને બુઝર્ગ શિક્ષક મી. જટાશંકરને એમની પાકટ વયે લખાયેલી 'ગૃહકેળવણી' નામની નાની પણ ઘણી કીંમતી કીતાબ માટે બે બોલ બોલતાં મને ઘણી ખુશાલી ઉપજે છે.

માસ્તર જટાશંકરના નામથી કરાંચીના ઘણા થોડાજ પારસીઓ અજાણ્યુ હશે; અને તે છતાં પણ આ નાનકડી કીતાબાતેમનું નામ હાલના અને હવે પછીના પારસી વીરબાઇજી સ્કુલના શિષ્યોમાં હંમેશને માટે માનભરી રીતે કાયમ રાખશે. એમાં સંદેહ નથી.

આ કીતાબમાં જે કાંઈ નાની મોટી સુચનાઓ આ ભલા માસ્તર સાહેબે માબાપોને કરી છે, તે જો કે પારસી જેવી આગળ વધેલી કોમને તદન નવી તો નહિ હશે, છતાં પણ તે કોઈબી રવેસે ઓછી બ્યવહારૂતો નહિજ માલમ પડશે. એમ મારી ખાત્રી છે. વળી આ બહુજ સરળ અને સહેલી રીતે લખાયેલી કીતાબ માસ્તર જટાશંકરના બાળકો સાથેના બહુ બહોળા અનુભવ અને એમના વાંચન અને જાતિજ્ઞાનનો અચુક પૂરાવો આપે છે.

માસ્તર જટાશંકરનો બાળકો તરફનો ઉંડો પ્રેમ અને લાગણી જોતાં તથા એમના બહુ લાંબા અને પાકટ અનુભવને આધારે લખાયેલી આ ઉપયોગી કીતાબને સારી સંખ્યામાં ખરીદ કરી, એમને ઉત્તેજન આપવાની દરેક કરાંચીવાસી જરથોસ્તીઓની ફરજ છે, અને તેમાં તેઓ પાછા નહિજ હઠશે. એવી મારી પક્કી ખાત્રી છે.

કરાંચી, તા. ૨૦-૨-૨૨.

લી. સેવક.

(સહી) સોરાબ કાવસજી કાત્રક.

# દીબાચો.

મી. જટાશંકર પુરૂષોતમ ભટ્ટ તરફથી પ્રગટ થએલી 'ગૃહ કેળવણી' નામની ચોપડી માટે દીબાચાના થોડાક શબ્દો લખવાની મને ફરમાશ થએલી છે. એ ભાઇના શિક્ષક તરીકેના કામની સાથે હું અંગત સમાગમમાં આવેલો હોવાથી, આ ફરજ બજાવતાં મને ઘણી ખુશાલી થાય છે.

મી. જટાશંકરે પોતાની જીંદગીનો મોટો ભાગ, કમાણીનાં બીજા સારાં ખેતરો છતાં, કરાંચીની પારસી કોમને પારસી વીરબાઇજી સ્કુલના શિક્ષક તરીકે અર્પણ કર્યો છે. એક ખાનગી સ્કુલની ૩૧ વર્ષ સુધીની લાંબી સેવા મી. જટાશંકર માટે જેટલી માન ભરેલી છે, તેટલી કરાંચીની પારસી કોમને મગરૂરી કરનારી છે. આ લાંબા વર્ષો દરમ્યાન એ ભાઇ સ્કુલની અંદર અને બહાર પારસી કોમના ઘણા અંગત સમાગમમાં આવ્યા છે. અને અસંખ્ય ઘરોમાં એક નહીં પણ બેથી ત્રણ પેઢી વેર શિક્ષણ આપ્યું છે. માટે એ ભાઇએ પ્રગટ કરેલી આ ચોપડી આપણા ઉપલાં પનોતાં પારસી કેળવણી ખાતા તરફ બજાવેલી ઉત્સાહ પૂર્વક સેવાની અને શિક્ષકના દીનપર સુધરતા ધંધાની નવીનતા, પોતામાં ગ્રહણ કરેલી હોવાની અચુક નિશાની છે.

ઉમરે પુગેલા પુરૂષો ઘણીવાર જુના વિચારોની માન્યતામં એટલા તો લીન થઇ જાય છે, કે આજના જમાનાની નવીન શોધોની કદર કરી શકતા નથી. પણ આ ચોપડી પરથી સ્પષ્ટ દેખાઇ આવે

છે, કે મી. જટાશંકર જેવા જુના શિક્ષકો આજના જમાનાની નવીનતા ઘણા અંશમાં ગૃહણ કરી છે; અને પોતાના પુસ્તકને ઘણી રીતે વહેવારૂ બનાવ્યું છે. એ કાંઇ અજબ થવા જેવું નથી. કારણકે યુરોપથી અંગત અનુભવ મેળવી આવેલા મહૂંમ શેઠ દારાશાહ ર. ચીચગરના હાથ નીચે મી. જટાશંકરે કિંડરગાર્ટનનું શિક્ષણ લીધું છે. અને ત્યાર પછી એ ભાઇએ મોન્ટેસોરી રૂઢી પણ પોતામાં સંતોષ કારક રીતે આમેઝ કરી છે.

વાલીઓએ પોતાના બાળક સાથે કેવી રીતે વહેવારમાં કામ લેવું, તે સરળ અને વ્યવહારૂ રીતે મી. જટાશંકરે દેખાડી આપ્યું છે. આ નાનકડા પુસ્તક ઉપરથી સહેલાઇથી જણાઇ આવે છે, કે એક બાળકના સંપૂર્ણ પ્રકટીકરણ અને વિકાસ માટે જે એક ચીજની મોટામાં મોટી જરૂર છે, તે શિક્ષક અને વાલી વચ્ચે પ્રેમભર્યો સહકાર છે.

એ પુસ્તકપરથી એટલું જણાઇ આવે છે, કે ખરૂં કેળવાએલું માણુસ શરીરે તન્દુરસ્ત, મજબૂત અને નિતિમાન હોય છે.

નીતિની કેળવણીમાં એટલે ચારિત્ર ખીલવવામાં સાદાઇ, સચ્ચાઇ, સ્વઆધાર, તાબેદારી વગેરે ગુણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કેળવણી તે ફક્ત ઇતિહાસ, ગણિત કે ભાષાનો અભ્યાસજ નથી. કે જે એકતરફી ગણાય; પણ તેની સાથે સાથે શરિરની ખીલવણી, અને અંતઃકરણ અને આત્માનો વિકાસ જોડેલાં હોય, તોજ આ અંને હવે પછી આવતા મુશ્કેલ વખતમાં નવીન પ્રજાની ખીલવણીમાં ઘણું કાર્યસાધક થઇ પડે.

આ પુસ્તકમાં એ પણ સારી રીતે દેખાડી આપવામાં આવ્યું છે, કે બચગીના વખતનો પૂરો ઉપયોગ કેવી રીતે કરવો, સારી ટેવો કેમ પાડવી, અને દરેક ઇંદ્રિયોની જુદી જુદી ખીલવણી કેમ કરવી. બાળકનાં રમકડાં જેવા વિષયને પણ આ ચોપડીમાં જગ્યા આપવામાં આવી છે.

ટુંકામાં કેળવણી શું છે ? અને બાળ વ્યક્તિને પુરતો વિકાસ કેમ મળી શકે તેનું ખુલ્લું વિવેચન કરવામાં આવ્યું છે. મી જટાશંકરનો આવો પ્રયાસ જેટલો વખાણવા જોગ છે, તેટલો ઉત્તેજનને લાયક છે. કેળવણીની સેવાના પોતાના આખર જમાનામાં મી. જટાશંકરે પોતાના અનુભવનો લાભ બાહેરનાઓને આપવાની કોશેસ કરી છે. અને તેથી દરેક વાલીએ આ પુસ્તક વાંચવું, અને તે મુજબ અમલ કરવો, એ બાળકના ભલા માટે તેમની ફરજ છે.

તા. ૧૯–૨–૨૨

રૂસ્તમજી જમસેદજી દસ્તુર.



# ઉપોદ્ઘાત.

---

આપણે સારી રીતે જાણીએ છીએ કે આ દુનિયામાં મનુષ્ય જાત વિધ વિધ સ્વભાવની, વિધવિધ દેખાવની, વિધ વિધ રંગની અને વિધ વિધ રીતભાતવાળી વસે છે. તેમ છતાં એ સર્વ વિધવિધતામાં ઇશ્વરી રચના તો એકજ નિયમને આધારે રચાએલી માલમ પડે છે.

કુદરતી રચના એકજ નિયમને આધારે રચાએલી હોવા છતાં, એ વિધવિધતા શા કારણથી આવી હશે? આવો પ્રશ્ન સહજ આપણા મનમાં ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે. અને આપણી બુદ્ધિ એ પ્રશ્નનું યોગ્ય સમાધાન પણ આપી શકે છે, કે વિધ વિધ દેશોની મનુષ્ય પર પડેલી વિધ વિધ અસરનું એ પરિણામ છે.

યુરોપની પ્રજા, વ્યક્તિગત રહેલી કુદરતી શક્તિઓને સારી અસરથી ખીલવીને ઉત્તમતાના શિખરે પહોંચી શકી છે; અને આફ્રિકાની પ્રજા તેજ શક્તિઓને પોતાની અજ્ઞાનતાના પરિણામે સુસ્ત પડી રહેવા દીધાથી, જંગલી સ્થિતિમાંજ રહેલી છે.

કુદરત તરફથી મળેલી શક્તિઓને ખીલવવામાં, તેને સારી યા માઠી અસર ઉત્પન્ન કરવામાં, અલબત્ત જ્ઞાનની પ્રથમ જરૂર છે. આફ્રિકાના લોકો અજ્ઞાનતાને લીધેજ પોતાની શક્તિઓ ખીલાવી શકતાં નથી.

જ્ઞાન મેળવવાનું ઉત્તમ સાધન સહવાસ છે. ઉત્તમ સહવાસથી

માણસ તેના જેવું થવાને કોશેષ કરે છે. અને પ્રયત્નથી તે ઉત્તમતા મેળવી શકે છે.

સૂક્ષ્મ અવલોકન કરનાર સહજ જાણી શકે છે કે, બાળક જન્મથીજ આવો પ્રયત્ન શરૂ કરે છે, અને તે પ્રતિ પળે નવું નવું જાણવાને ઈંતિજાર હોય છે. એટલુંજ નહિ પરન્તુ ગર્ભમાં તેની કુદરતી શક્તિઓનું બંધારણ થાય છે. અને જન્મ પછી તે વિકાસ પામે છે.

બાળકની કુદરતી શક્તિઓનાં બંધારણ અને વિકાસ (ખીલવણી) નો બધો આધાર તેના માતપિતા ઉપર રહેલો છે. પોતાનું બાળક શરીરે નિરોગી, ભવ્ય, તેજસ્વી, સુંદર, વિવેકી, નમ્ર, બુધ્ધિશાળી, સદ્‌ગુણી અને નમુનેદાર થાય, એવી ઇચ્છા દરેક માબાપ રાખે, એ બનવા જોગ છે. પણ માત્ર ઇચ્છા રાખવાથી એ કાર્ય સિધ્ધ થઇ શકતું નથી. અલબત બાળક ગભમાં હોય ત્યાં સુધી તો, માતાની ઇચ્છા શક્તિની ઘણી સારી અસર થાય છે, પરન્તુ જન્મ પછી તો બાળકની કુદરતી શક્તિઓ ખીલવવાને, હદ ઉપરાંતની કાળજી અને તે વિષેના ઉત્તમ જ્ઞાનના સાધન વિના આપણે કાંઇજ કરી શકીએ નહિ.

ગૃહ કેળવણીનો વિષય મારી શક્તિ માટે અગાધ છે, તેમાં ઘણી નાની મોટી બાબતો વિષેનાં બારીક વિવેચનને હું પહોંચી શકુંજ નહિ, તેથી મારૂં આ પુસ્તક કોઇ રીતે સંપૂર્ણ હોઇ શકેજ નહિ. આ નાના પુસ્તકમાં બાળકોની કુદરતી શક્તિઓની ખીલવણી કરવામાં રાખવી જોઇતી કાળજી વિષે મારા અનુભવની કેટલીક વાતો આળેખ-રેલ છે અને તે ઉપરાંત કોઇ કોઇ જગાએ જૂદા જૂદા

વિદ્વાનોના બાળકોની ખીલવણી સંબંધે વિચારોની નોંધ પણ લીધેલી છે. જો આ પુસ્તક માતાપિતાને અલ્પ અંશે પણ પોતાના બાળકોની ખીલવણી કરવામાં ઉપયોગી થઇ પડશે, તો હું મારો પ્રયત્ન સફળ થયો સમજીશ.

આ પુસ્તકની હસ્ત લીખિત નકલો મારા મુરબ્બી અને કેળવણીમાં આગળ વધેલા ગૃહસ્થોને સુધારા વધારા માટે તથા અભિપ્રાયને માટે આપેલી હતી. તેઓ સાહેબોએ તસ્દી લઇ પોતાના કીંમતી વખતનો ભોગ આપી, મને કેટલીક ઉપયોગી સૂચનાઓ તથા સુધારા વધારા સુચવ્યા હતા, તેને માટે હું તેઓ સર્વ સાહેબોનો, તેમજ આ પુસ્તક પ્રગટ કરવામાં મને જે જે સખીગૃહસ્થો તરફથી આર્થિક મદદ મળેલી છે, તેઓ સર્વ સાહેબોનો ખરા અંતઃકરણથી આભાર માનું છું.

તા. ૨૪–૨–૨૨
મહાશિવરાત્રિ. સંવત ૧૯૭૮.

લી૦ સેવક
જટાશંકર પુરૂષોત્તમ ભટ્ટ,
કર્તા.

# ગૃહ કેળવણી.

## પ્રકરણ ૧ લું.

### બાળ સ્વભાવની વિવિધતા.

હું ૩૭ વરસ થયાં બાળકોને કેળવણી આપવાનું કામ કરૂં છું; જેમાંનાં છેલ્લાં ૩૧ વરસ તો એકજ સ્કૂલનાં અને એકજ કોમનાં બાળકોને કેળવણી આપવામાં પસાર કર્યાં છે. જે વખત દરમ્યાન હું જોઇ શક્યો છું, કે સ્કૂલમાં પહેલેજ દિવસે નવા દાખલ થનારાં છોકરાંઓ પણ વિધવિધ સ્વભાવનાં, વિધવિધ ખાસીઅતવાળાં, અને વિધવિધ શક્તિવાળાં હોય છે. જેવાં કે કોઈ બોલવા ચાલવામાં ચાલાક, અને અજાણ્યા માણસો સાથે પણ એકદમ હળીમળી જાય, તેવાં હોય છે; તો કોઈ ઘણાજ ગંભીર, અને જાણીતાં માણસો સાથે પણ છુટથી નહિ બોલનારાં હોય છે. કોઈ કામમાં ઉત્સાહી, અને ચપળ માલમ પડયાં છે;

તો કોઈ સુસ્ત અને બેદીલ જણાયાં છે. કોઇ હુકમને માન આપનારાં; તો કોઈ તેની પરવા પણ ન કરનારાં દેખાયાં છે. કોઇ શાન્ત અને વિવેકી જણાયાં છે; તો કોઇ અટકચાળાં અને રમતીઆળ દેખાઇ આવ્યાં છે. સ્કૂલમાં પહેલેજ દિવસે આવેલાં બાળકોમાં સ્વભાવની આ વિવિધતા ક્યાંથી આવી? આ પ્રશ્ન ઘણી વખત મારા મગજમાં ઉત્પન્ન થયો છે. અને તેનું સમાધાન પણ ઘણી વખત મેળવેલું છે કે:—

## પૂર્વ જન્મના સંસ્કારોની અસર બાળક ઉપર થાય છે ખરી.

તેમ છતાં આ વિષેનો બધો આધાર કેવળ કુદરત હસ્તક છે; જેમાં મનુષ્ય કાંઈ પણ ફેરફાર કરી શકવાને અસમર્થ છે. તેથી તે વિષે અહીં કાંઈ પણ નહિ વિચારતાં જે બાબતો આપણા હસ્તકની છે, અને આપણે ધારીએ તો યોગ્ય સુધારા ભરેલી રીતભાતથી સારૂં પરિણામ નીપજાવી શકીએ તેમ છે, તેજ બાબતોને આ નીચે બતાવવામાં આવેલી છે.

## બાળ સ્વભાવ ઘડનાર માતાપિતા છે.

આપણે સારી રીતે જાણીએ છીએ, કે શરૂઆતમાં ખાસ કરીને બાળક, માતાપિતાનાજ સહવાસમાં રહે છે.

તેથી જન્મ પછી તો તેઓની રીતભાત અને આદતોની છાપ બાળક ઉપર પડે, એ સ્વાભાવિક છે. પરંતુ ગર્ભાવસ્થામાં પણ માતાના વિચારો, ખોરાક, રહેણીકરણી, અને લાગણીઓની તેમજ પિતાની રીતભાતની અસર બાળક પર થયા સિવાય રહેતી નથી.

## ગર્ભાવસ્થામાં બાળક પર થતી અસર.

ગર્ભાવસ્થામાં બાળક ઉપર જે જે અસરો થાય છે, તેમાં કુદરતનેજ કારણરૂપ ગણવામાં આવે, તોપણ માતા-પિતાની કાળજી ભરી રીતભાતથી તેમાં ઘણો ફાયદો કરી શકાય છે.

હમેલ કાળમાં લેવાએલી પૂરતી સંભાળ જે મહા-ભારત અસર ઉપજાવે છે, તે બાબત સાધારણ રીતે ઘણા થોડાઓનાજ ખ્યાલમાં હશે.

એક બાળક પૃથ્વીના તકતા ઉપર આવે, તે અગાઉ પણ તેને કેળવવાની શક્તિ તેની માતા ધરાવે છે. એમ જો સઘળાં માબાપ સમજતાં હોય, તો મનુષ્ય પ્રજામાં કેટલો મોટો ફેરફાર થઇ જાય! અને અમૂલ્ય રત્નો ઉત્પન્ન થાય.

જો ભવિષ્યની માતા કુદરતના કાયદાઓની માહિતી

મેળવી, તે મુજબ વર્તન કરે, તો નવી પ્રજાની કેળવણીના ખ્યાલની ચાવી તેણી ધરાવેજ એ નિઃસંદેહ છે. માતા-પિતાના ગુણદોષ તેના વંશજોમાં હોય છે, એમ આજે જમાના થયાં કહેવાતું આવ્યું છે.

બાળકને ગર્ભાવસ્થામાં પણ તેની માતાના વિચારો લાગણીઓ અને ગુણદોષો મળી શકે છે. હાલના જમાનામાં કેળવાએલી માતાઓ ગર્ભાવસ્થામાં બાળકના પોષણ અને ખીલવણીનું જ્ઞાન ધરાવી, તે મુજબ વર્તન રાખી, પોતાના આચાર વિચાર તથા ખાણાં પીણાં ઉપર કાબુ રાખવાને કોશીશ કરે, તો અવશ્ય ગર્ભાવસ્થામાં જ બાળકને ઘણો સારો ફાયદો થાય.

માતાના હૃદયમાં અભાવ, બીક, ગભરાટ, ગુસ્સો અને ચીડાઉપણું વગેરેની જે જે લાગણીઓ ઉત્પન્ન થાય છે, તે બાળકમાં ઉતરે છે.

ગર્ભાવસ્થામાં બાળકની ખીલવણી કરવામાં પિતાના શિરે પણ જવાબદારી રહેલી છે. તેણે પોતાની સ્ત્રી ઉંચા વિચારોવાળી, આનંદી અને સદ્‌ભાવનાઓ વાળી રહે, તેવી સગવડો કરી આપવી જોઇએ. બાળકના ઉંચા ગુણો ખીલવવાને માતા અને પિતાએ ઉંચા ગુણો ધારણ કરવા જોઇએ. બાળકને હિંમતવાન બનાવવાને માતા પાસે

બહાદુરીની વાતો કરવી જોઇએ. બાળકને પ્રેમાળ અને નમ્ર બનાવવાને માતાએ પ્રેમાળ અને નમ્ર બનવું જોઇએ. બાળકની દયાની વૃત્તિ ખીલવવાને માતાએ દયાળુ થવું જોઇએ. આ બાબતમાં ગર્ભાવસ્થામાં દેખાડેલી બેદરકારી બાળકને માટે ઘણીજ નુકસાનકારક નીવડે છે.

માણસો પોતાનાં જાનવરોની ઓલાદ મજબુત, સારી અને કિંમતી થાય, તેને માટે પણ ખાસ કાળજી ધરાવે છે, તો પછી પોતાનાં ફરજંદોને માટે બીલકુલ બેદરકારી રાખવી જોઇએ નહિ.

પોતાનું બાળક ઉત્તમ પ્રકારનું નીવડે, તેને માટે ઘણી માતાઓ ઉલટ ધરાવે છે. પણ તેનું કામ પાર પડતું નથી. તેનું કારણ પ્રથમથીજ તેના તરફ બતાવેલી બેદરકારી છે.

સગર્ભા સ્ત્રીએ ખોરાક ઉપર પણ ઘણું ધ્યાન આપવાની જરૂર છે. નિયમિત ખોરાક ગર્ભાવસ્થામાં બાળકને પુષ્ટ અને તન્દુરસ્ત બનાવી શકે છે. મરજી માફક અને ખાટા ખારા જીભને સ્વાદ વાળા ખોરાક બાળકને નુકસાન કરે છે. વખતે તેને ઘણું નબળું કે રોગી બનાવી દે છે. અથવા તો અમુક અવયવો કમતાકાત વાળા બને છે. એટલું જ નહિ, પણ તેનાં માનસિક તંતુઓ પણ નબળાં રચાય છે. માટે ખોરાક ઉપર ઘણી અગત્યની સંભાળ રાખવાની જરૂર છે.

ગર્ભવતી સ્રીએ જલદીથી પાચન થઈ શકે, તેવોજ ખોરાક લેવો જોઇએ. ખોરાકમાં દૂધ વિશેષ લેવું લાભકારક છે, કબજીઆત કરે તેવો ખોરાક લેવો નહિ; અને કબજીઆત ન થાય, તે માટે નરમ રીતની એકસરસાઇઝ (કસરત) કરવી.

કેટલાક વિદ્વાન ડાકટરોના અભિપ્રાય પ્રમાણે ખોરાકને માટે નીચેની વિગતો ધ્યાનમાં લેવા જેવી છે.

ગર્ભાધાન પછી શરૂઆતના ત્રણ માસ સુધી ઘઉંની બનાવેલી દરેક ચીજો ખાવી. તેમજ તરકારી, તાજાં ફળો તથા બદામ, કાજુ અને અખરોટ પણ લેવાં.

બીજા ત્રણ માસ સુધી મીઠાં ફળોનો ઉપયોગ વધારે કરવો અને જવની બનાવેલી થોડીક વસ્તુઓ, જેવી કે રોટલી, પુરી વગેરેનો થોડો ઉપયોગ કરવો.

છેલ્લા ત્રણ માસમાં તરકારી લેવી. જેવી કે કોબી, ગાજર, શેરડી, મૂળા, ડુંગળી અને બીટ. પરંતુ ચોખાઈની ભાજી પૂરતી રીતે લેવી. તે સિવાય તેલવાળા પદાર્થો વધારે પ્રમાણમાં ખાવા. ઘઉંના લોટમાં બાજરીનો અને જવનો લોટ ભેળવી ઉપયોગમાં લેવો.

ગર્ભાવસ્થામાં ગર્ભમાં રહેલાં બાળકની ખીલવણી અને તન્દુરસ્તી માટે માતાને ચોખ્ખી હવા અને સૂર્યની રોશની-

ની જરૂર છે. તેમજ ઘરની સુઘડતા અને શરીરની સ્વચ્છતા રાખવી એ પણ ઘણું જરૂરનું છે. જેમ છાડને સુરજની રોશની કે તડકાનો લાભ આપવા વગર અંધારામાં પાંદડાં પર લીલો રંગ ન આવતાં ઝાડ નિસ્તેજ થઈ આખરે મરી જાય છે. તેમ માણસ પણ ખુલ્લી હવા અને સૂર્યના તેજ વગર દુર્બલ થઈ, ગર્ભ ઉપર તેની માઠી અસર થાય છે.

ગર્ભવંતી સ્ત્રીને ગંદકીવાળી જગામાં રહેવાથી અથવા ઘર સ્વચ્છ ન રાખવાથી કોઈપણ રોગ લાગુ પડવાનો સંભવ રહે છે. અને તેથી માતા તેમજ બાળક સખ્ત રીતે પીડાય છે, ને વખતે મરણનો પણ ભય આવી પડે છે. માટે ખુલ્લી હવા, સૂર્યની રોશની, ઘરની અને શરીરની સુઘડતાની ખાસ જરૂર છે.

**ડોકટર હેનીશ** નામનો ગૃહસ્થ એ વિષયમાં સલાહ આપે છે કે:—પ્રસુતિ થયા પહેલાનાં થોડાં અઠવાડીઆં ભારે, પુષ્ટિકારક અથવા ચરબી વધારે તેવો ખોરાક લેવો નહિ. પોતાના શરીરનું વજન માફકસર રહે, અથવા તો સાધારણ રીતે હોય, તેના કરતાં જરા ઓછું રહે, તેની સંભાળ રાખવી. આસપાસ બધે છુટથી ફરવું હરવું. ઘોડા પર સ્વારી ન કરવી. નાચ કરવો નહિ. પેટ સાફ આવે એવી રીતેજ ખાવું. કદી જો કબજીઆતવાળી તબીયત હોય, તો

વનસ્પતિ અને મેવો સારી રીતે ખાવાં.

આ રીતે ગર્ભ ધારણ કરવા પછીથી, તે બાળકનો જન્મ થતાં સુધીના વખતમાં ઉપર કહ્યા પ્રમાણે રહેણી-કરણી, વિચારો અને ખોરાક પર કાબુ રાખી વર્તવામાં આવે તો જન્મ પામેલું બાળક તન્દુરસ્ત, ચપળ અને બુદ્ધિશાળી થાય. વળી તે જેમ જેમ મોટું થતું જાય, તેમ તેમ તેને કેળવવાને માટે જે જે યોજનાઓ વાપરવામાં આવે, તેમાં તેઓ દરેક રીતે ફત્તેહમંદ નીવડે, એ બનવા જોગ છે.

જનની ! જણજે ભક્ત જન,
કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી,
રખે ગુમાવે નૂર.

હે જગતની માતા ! તારા શુભ વિચારોની છાપ તારા ગર્ભમાં રહેલા બાળક ઉપર સચોટ નાખી; તેને એક મહાન નર બનાવવાની પૂર્ણ ઇચ્છા શક્તિ તું વાપરજે, કે જેથી તારાં બાળકો ફરેસ્તા જેવાં ઉત્પન્ન થાય. ત્યારેજ તારી કેળવણી સફળ થઇ ગણાશે.

ગુજરાતના પ્રખ્યાત સાક્ષર શ્રીયુત ગોવર્ધનરામ

કહે છે કેઃ—

"ગર્ભનું હિત વિચારનાર પિતાએ ગર્ભ ધરનારી સ્રીને પોતાની પત્ની ન ગણતાં ગર્ભની માતા ગણવી. અને ગર્ભાધાનથી તે ગર્ભના મોક્ષ સુધી કામવાસના દૂર રાખી, સ્રીના શરીરને પવિત્ર ગણી તેને ગર્ભની સેવામાં અર્પણ કરવું. અને આ સેવા કરવાના કામમાં તેને, પતિએ બ્રહ્મચર્ય પાળી દૂર ઉભા રહી આશ્રય આપ્યા કરવો. ગર્ભ મોક્ષ પછી બાળક સ્તનપાન કરે, અને માતાના અંગનું સત્વ ચુસે, ત્યાં સુધી તે બાળકને પોષવાનું સત્વ ઓછું થાય નહિ, તેમ વર્તવાનો તથા તેની માતાનું સત્વ એ પાસથી લૂટાય નહિ એમ વર્તવાનો બાળકના પિતા અને તેની માતાનો પતિ–તેનો બેવડો ધર્મ છે. બ્રાહ્મણ વાણીયામાં આ ધર્મ પાળવાનો માર્ગ વૃદ્ધોની ઘડી કાઢેલી રૂઢીએ રાખ્યો છે. તેમની સ્રીઓ પ્રસવકાળ પહેલાં અને પછી કેટલાક માસ સુધી પીયર રહે છે. આથી ઉભયકાળે તે સ્રીઓ સાસુના કલેશથી, અને પતિના કામવિકારથી મુક્ત રહે છે. અને પોતાની પ્રેમાળ માતાને હાથે ×સિમંતીની અને બાળકની માતા પોતાનું શરીર, પોતાનો આનંદ અને ગર્ભ તથા બાળકોના પ્રતિ પોતાનો ધર્મ યથાર્થ સાચવે છે."

(સરસ્વતિચંદ્ર ભાગ ૩ જો.)

× સિમંતીની=પહેલે વખતે ગર્ભ ધારણ કરનારી સ્રી.

ગર્ભવતી સ્ત્રીની ઈચ્છાઓને દોહદ કહે છે. પતિએ પોતાની સ્ત્રીના [1]દોહદ પૂર્ણ કરવાને માટે હમેશાં તૈયાર રહેવું જોઇએ. એટલુંજ નહી, પણ ઉંચા પ્રકારની ઇચ્છાઓ ઉત્પન્ન કરવી જોઈએ. પવિત્ર પુરૂષોના તેમજ પવિત્ર સ્થળોના વારંવાર દર્શનથી સગર્ભા સ્ત્રીના ગર્ભનો આત્મા પવિત્ર થાયછે. હિમાલય, આબુ, કે ગિરનાર જેવા પવિત્ર પર્વતોનાં શિખરોનું દૂરથી પણ અવલોકન કરવાથી ગર્ભની બુદ્ધિ ઉંચી ઈચ્છાઓ કરતાં શીખે. ગર્ભવતી સ્ત્રી શીતળ પવન-વાળા સમુદ્ર પાસે ઉભી ઉભી આનંદ પામે, અને સામેના આકાશ ભણી જુએ, તેમ તેમ ગર્ભની બુદ્ધિમાં શાન્તિ અને ગંભીરતાનાં બીજ રોપાય છે. અને [2]દીર્ઘદ્રષ્ટિની સ્થાપના થાય છે. [3]અરણ્યની શોભા ગર્ભવતીની આંખોમાં જાય, ને ફુલોની સુવાસ તેના નાકમાં જાય, તેમ તેમ ગર્ભનું ખીલતું આનંદ શરીર બંધાય છે. સિંહ, અને વાઘની ગર્જનાઓ શૂર હૃદયની સ્ત્રીઓ સાંભળે, તેમ તેમ માતાના રૂધીર દ્વારા શૌર્ય, અને ધૈર્યના સંસ્કારો ગર્ભની નસોમાં બારીક બીજ રૂપે રોપાય છે.

ગર્ભવતી સ્ત્રીઓ પાસે કરેલી વાર્તાઓથી અને વાંચેલા પુસ્તકોથી ગર્ભનો આત્મા બંધાય છે. અભિમન્યુ

---

૧. શોખ. ૨. દીર્ઘદષ્ટિ=લાંબી નજર. ૩ જંગલ.

ગર્ભમાં હતો, ત્યારે સુભદ્રાએ પોતાના ભાઇ શ્રીકૃષ્ણ પાસેથી વીર કથા સાંભળી હતી. તેમજ પ્રહ્લાદ ગર્ભમાં હતો ત્યારે તેની માતાએ નારદજી પાસેથી પ્રભુની વાર્તાઓ સાંભળી હતી. આ દાખલાઓની અસર રૂપ અભિમન્યુ એક વીર બાળક તરીકે, અને પ્રહ્લાદ એક ભક્ત બાળક તરીકે જગ જાહેર થયા હતા. તેથી ગર્ભને બહાદૂર, નીતિવાન, વિવેકી બનાવવાને તે તે ગુણો પ્રાધાન્ય હોય, તેવી વાર્તાઓ, અથવા પુસ્તકો સગર્ભા સ્ત્રીએ અવશ્ય મનનપૂર્વક સાંભળવાં અને વાંચવાં જોઇએ.

(સરસ્વતીચંદ્ર ભા. ૩ ઉપરથી થોડા ફેરફાર સાથે)



# પ્રકરણ ૨ જું.

## ×ગૃહ કેળવણીનો અર્થ.

ઘર કેળવણી એટલે બાળકોને ઘરમાં વાંચતાં લખતાં શીખવવું એવો અર્થ આ જગાએ કરવાનો નથી. પરંતુ કુદરતે બક્ષેલી શક્તિઓ, જે મનુષ્ય જાતમાં ગુપ્ત રહેલી છે, તેને પૂર જોસમાં પ્રકટાવીને તેજદાર બનાવવા માટે કુદરતને મદદગાર થવું; અને એ રીતે જેમ જેમ બાળક ઉમરે મોટું થતું જાય, તેમ તેમ તેની આદતો કેળવીને વ્યવહારૂ કાર્યમાં મદદગાર બનાવવા માટે તેવી સારી આદતો દૃઢ કરાવવી, કે જેથી ભવિષ્યમાં બાળકનું ઉત્તમ ચારિત્ર્ય ઘડી શકાય, એજ ઘર કેળવણીનો હેતુ છે. તેથી થોડીક ઉપયોગી બાબતો અહીં ટુંકાણમાં બતાવવામાં આવી છે.

## શિશુ અવસ્થામાં બાળકનો વિકાસ.

બાળકનો જન્મ થાય, ત્યાંથી માંડીને પહેલી બે દંતુડીઓ દેખાય, ત્યાં સુધીની અવસ્થાને શિશુ અવસ્થા કહે છે. એટલે બાળક લગભગ દસેક માસનું થાય છે. અંગ્રેજોમાં શિશુની વય જન્મથી માંડીને બોલવાનું શરૂ કરે

× ઘર.

ત્યાં સુધીની ગણવામાં આવે છે. તે પ્રમાણે સરખાવતાં અંગ્રેજોના વિચારો પ્રમાણે શિશુ અવસ્થા આપણા કરતાં થોડા માસ વધારે ગણાય છે.

આ શિશુ અવસ્થામાં બાળકની હાલત અજ્ઞાન પશુ જેવી હોય છે. આ અવસ્થામાં કુદરત તેને કેળવણી આપવાનું કામ શરૂ કરે છે. આપણે તેવા સમયમાં કુદરતને મદદગાર થઈ દરેક પ્રકારની સગવડ કરી આપવી જોઇએ, કે જેથી ગુપ્ત રહેલી શક્તિઓ આપોઆપ ખીલવા માંડે.

આ શિશુ અવસ્થામાં બાળકના અવયવો આપોઆપ કામ કરે છે; અથવા અમુક ક્રિયા કરવાની પ્રેરણા શક્તિ તેને સૂચવે છે અને જોવા સાંભળવા વિગેરેની ઇંદ્રિયો પોતપોતાનું કામ કરવા તૈયાર થાય છે, પણ તે વખતે મનની મદદ તેને મળી શકતી નથી. મન જ્યારે મદદ આપવાને શક્તિમાન થાય છે, ત્યારે ઇંદ્રિયો પોતાની ફરજ તેના હુકમ પ્રમાણે બજાવે છે. એ વખતે તનની અને મનની બંને શક્તિઓ નિર્બળ હોય છે. તેથી તેઓ બહુ થોડું કરી શકે છે. આ વખતે બાળક જે કાંઈ શીખે છે, તે પોતાની મેળેજ શીખે છે.

આ શિશુ અવસ્થામાં દરેક માતા પોતાની સ્થિતિ અને સગવડ પ્રમાણે પોતાના બાળકને ઉછેરવાની સંભાળ

રાખે છે, નવડાવે છે, સ્વચ્છ કપડાં પહેરાવે છે, દૂધ પાય છે વિગેરે પોતાની અનુકુળતા પ્રમાણે કરે છે, પણ તેમાંની કેટલીક રીત ધોરણસરની નથી હોતી. પણ જો તે વિષેના કેટલાક અનુભો જાણવામાં હોય, તો કુદરતને વધારે મદદગાર થવાય અને તેથી ભવિષ્યની પ્રજાનું ઉત્તમ ચારિત્ર્ય ઘડાય એ નિઃસંદેહ છે.

બાળકનો જન્મ થયા પછી લગભગ ઘણો વખત તે ઉંઘતું જોવામાં આવે છે. એટલે એક દિવસના ૨૪ કલાકમાંથી છુટક છુટક ૨૦ કલાક જેટલી ઉંઘ તે લે છે. એટલે કે ફક્ત ચાર કલાક જ જાગે છે. ઉંઘ એ બાળકની તન્દુરસ્તીની નિશાની છે, જેમ જેમ દુનિયાના વાતાવરણની અસર તેના શરીરપર થતી જાય છે તેમ તેમ તેની આંખો, ચામડી, કર્ણેન્દ્રિય વિગેરે મજબુત થઈ કામ કરવા માંડે છે. આ એક બાળકની જીંદગીનો પહેલો તબક્કો છે.

બાળક હસે છે, રમે છે, ઝોળીમાં ઉછળે છે, હાથ પગ ઉછાળે છે, અને કુદરત સાથે ગેલ કરે છે, તથા અતિશય આનંદના આવેશમાં આવી જઈ જ્યારે જોસબેર હસે છે, ત્યારે તેને કેવો અલૌકિક આનંદ થતો હશે, તે માબાપોએ જોયું હશે જ. આ પ્રમાણે કરવાને તેને કુદરત દોરવે છે. અને તેમ કરે નહિ; તો તે બાળક કહેવાય જ નહિ.

બાળકના આવા આનંદના સમયમાં આપણે આડે ન આવતાં છુટથી તેને તેવી રીતે રમવા દેવું. પરન્તુ તેનો અટકાવ કરવાથી, અથવા બીજી બાજુએ તેનું ધ્યાન રોકવાથી બાળકની શક્તિઓ અને નાજુક તંતુઓનો વિકાસ થવામાં અડચણ સમાન થઇ પડે છે.

## બાળકના કુદરતી વિકાસમાં માતાપિતાએ મદદગાર થવાનું છે.

બાળકને સુવાડવાને માટે પારણાં કે ઝોળીઓ વાપરવાનો રિવાજ છે. ઝોળી વાપરવાથી બાળકનું શરીર અગવડમાં પડે છે ને ઢગલો થઇ જાય છે. ઝોળીમાં બાળક છૂટથી પોતાનું શરીર ફેરવી શકતું નથી તેથી પારણું વધારે ઇચ્છવા જોગ છે. વળી તે અડગ–ઝૂલતાં ન હોય તેવાં હોય તો વધારે સારૂં. પણ કદાચ તેમ ન બની શકે, તો પારણાને બનતાં સુધી ઘણું જ થોડું, અને જરૂરી વખતે જ હીલાવવું. ( હીંચકા નાખવા ) હીંચકા નાખવાની ચાલુ આદત નુકસાન કરે છે. કેમકે તેમ કરવાથી બાળકની નાજુક હોજરીને, તથા શરીરમાં ફરતા લોહીની ગતિને હરકત પહોંચે છે. વળી ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે બાળકને ધવડાવ્યા પછી, કે કાંઈ પણ ખોરાક આપ્યા પછી પારણામાં સુવાડી હીંચકા નાખવા જ નહિ. કારણ કે તેથી

ખોરાક હજમ થતો નથી. અને હોઝરીને નુકસાન થાય છે.

પારણામાં સુતરની નવાર ભરી લેવાથી બાળકને સુવાની જગા ઘણી નરમાસ વાળી રહેશે કેમકે—લાકડાની ચીપોથી કે નેતરથી ભરી લીધેલાં પારણાં કરતાં તેમાં સુતરની નવાર ભરવી, એ બાળકને માટે વધારે સુખરૂપ છે. કઠણ પારણાઓમાં કેટલીક વખતે કોમળ બાળકના માથાનો પાછળનો ભાગ દબાઈ જઇ બેડોળ બને છે. અને બાળક પારણામાં આમ તેમ આળોટતાં લંબગોળ આકૃતિનું માથું થઇ જાય છે આ વિગત ખરા બનેલા દાખલાથી જણાઈ છે. માટે પારણામાં નરમ બીછાનાની જરૂર છે. વળી બાળકના પારણામાં માંકડ ન ભરાય તેની સંભાળ લેવી તેમજ મચ્છરના ઉપદ્રવથી પણ બાળકને સંભાળવા કે જેથી તેઓ નિરોગી કે તનદુરસ્ત રહે.

બાળકને સુવાડવાનાં પારણાં પંહાળાં હોવાં જોઇએ. વળી તે સાદાં અને સ્વચ્છ રાખવાં જોઇએ. જ્યાં બાળકને સુવાડવામાં આવતું હોય, ત્યાં ઘણું અંધારૂં, કે અતિશય ઉજાસ ન હોવો જોઇએ. તેમજ સાધારણ રીતે તે જગ્યા હવાવાળી અને ભેજ વગરની હોવી જોઇએ. બાળકને સુવાડવાનો ઓરડો સ્વચ્છ, સુંદર, પણ સાદો રાખવો. એ ઓરડામાં કાંઇપણ ધાંધલ ધરપચ કરવી, એ જોખમ ભરેલું છે.

બાળક ઉંઘમાં હોય, ત્યારે અથવા પોતાના આનંદમાં મશગુલ હોય, તે વારે મોટા અવાજથી કે એવા બીજા સંજોગથી તેને ચમકાવી દેવાથી તે ભયભીત થઇ રહશે. અને તેના કોમળ મગજ ઉપર ભયનો આઘાત થશે. જ્યારે બાળક પારણામાં કે ઠોલીઆપર સુતાં સુતાં રમતું હોય, તે વખતે તેને રમાડવાની ઇચ્છા થાય, તો બાળકની સામે રહીનેજ તેને રમાડવું. બાજુમાં રહીને રમાડતાં બાળક આપણી તરફ વાંકી નજરે જોશે, અને એવી ચાલુ આદતથી તેની કોમળ આંખ વારંવાર ખેંચાઇને વખતે વાંકી થઇ જશે.

બાળકના પારણા ઉપર વચમાં કાંઇક રમકડું લટકાવવાની રીત કેટલેક ઠેકાણે જોવામાં આવે છે; કે જેથી બાળક પારણામાં સુતાં સુતાં રમે છે. હાથ પગ તેની સાથે આફાળે છે. અને એ રીતે અવયવોને કસરત મળે છે. આવા ખેલથી તેના નાજુક સ્નાયુમાં લોહીની હરફર વધારે પ્રમાણમાં થાય છે. અને શરીરને પોષણ મળે છે. પણ આ રમકડાં સુંદર લીલા રંગનાં, સુવાળાં, તથા બાળક સુતાં સુતાં સીધી નજરે જોઈ શકે, તેટલે અંતરે વચમાં લટકાવેલાં જોઇએ; કે જેથી આંખ અને માથું ખેંચાય નહિ. બનતા સુધી એક રબરનો પોકલ બોલ, કે જેની ઉપર ખુલ્લા લીલા રંગનું ઉન ગુંથી લઇ તેને લટકાવેલો હોય, તો વધારે સારૂં. કેમકે લીલો રંગ નાજુક આંખને ઘણો અનુકુળ છે. વળી તે દડો પોચો

હોવાથી તેને હાથ પગ લાગતાં શરીરના અવયવોને નુકસાન પણ થશે નહિ.

શિશુ અવસ્થાવાળાં બાળકને જરૂરી વખતેજ હાથમાં લેવું. બાકીનો બધો વખત તેને પારણામાં કે બીજી રીતે લેટવા દેવું; કેમકે તેના શરીરના અવયવો ખીલવાનો અને દૃઢ થવાનો તે સમય છે. તે વખતમાં જો બાળકને ઘણું તેડવામાં અને રમાડવામાં આવે તો તેના શરીરની ખીલવણીમાં અને મજબુત થવામાં અડચણ રૂપ થઈ પડે છે.

વળી બાળકને ઉછાળીને ચુમીઓ કરવાથી પણ તેના શરીરને ઈજા થવાને સંભવ રહે છે. છ, સાત વરસનાં બાળકોમાં નાના બાળકોને રમાડવાનો શોખ બહુ હોય છે. તેથી તે પોતાનાં નાનાં ભાઈ બેહેનને હોંસથી લઈને દોડે છે, પણ તેમ કરવા દેવું નહિ; કારણકે તેનામાં શક્તિ ઓછી હોવાથી બાળકને સરળ રીતે ઉપાડી શકતું નથી. અને જોઈતી કાળજી રાખી શકતું નથી, તેથી ઘણી વખત નાનાં બાળકને ભારી ઇજા થવાનો સંભવ રહે છે.

બાળકના શરીરને અતિશય નાજુક ( માસુલી ) બનાવવું, એ પણ ભવિષ્યમાં નુકસાનકર્તા છે. બાળક જેમ જેમ મોટું થતું જાય, તેમ તેમ તેને દરેક ઋતુના અનુભવમાંથી પસાર થવા દેવું જોઇએ. એટલે કે ખમી શકાય તેટલી ટાઢ, તડકો, કે શરદી ( વર્ષાઋતુ ) નો અનુભવ તેને આપવો

જોઈએ; કે જેથી બાળક જેમ જેમ મોટું થતું જાય, તેમ તેમ નજીવા કારણે ઘડી ઘડી માંદગી ભોગવે નહિ. તેમજ ફલાલીનની તાબેદારી નાનપણથીજ કરાવવી, એ પણ જાણી જોઇને શરીરને નાજુક બનાવવાની એક ટેવ ગણાય છે. માટે જરૂરી કારણો સિવાય એવી ટેવોથી શરીરને પરાધીન બનાવવું નહિ.

શરૂઆતથીજ બાળકને સાદા પોષાક પહેરાવવાની રીત મોટપણે ઘણી ઉપયોગી થશે. બાળકને પહેરવાનાં કપડાં સાધારણ રીતે પહોળાં હોવાં જોઇએ; કે જેથી શરીરમાં ફરતા લોહીને તથા અવયવોને વિકાસ થવામાં અડચણ કર્તા થાય નહિ.

બાળકને બહુ રડવા દેવું નહિ. કેમકે રડવાની બહુ આદતથી તેનો અવાજ ખોખરો થઈ જશે. અને ગળાના અવાજની નળીઓને નુકસાન પહોંચશે. આજ કારણથી કેટલીક વખતે ગળાનાં દરદો પણ થઇ આવે છે.

બાળક, કે જે પશુ અવસ્થામાં છે. અને હજુ તે બોલી પણ શકતું નથી. અને પોતાની જરૂરીઆતને માટે રડવા સિવાય બીજી રીતે પોતાના વિચારો જણાવી શકતું નથી, તે (બાળક) ત્રણ કારણથી રડે છે:-૧ ભૂખ, ૨ અગવડ, ૩ દુઃખ કે બિમારી. આ ત્રણ કારણોમાંના ક્યા કારણથી બાળક રડે છે, તે તપાસી તેનો ઉપાય તરત લેવો જોઇએ. કપડાં

બદલતાં, નવરાવતાં કે એવીજ બીજી સગવડો કરવા વખતે બાળક રડે, તો તેની ચિંતા નહિ. કેમકે સાધારણ રીતે રડવાથી બાળકનાં ફેફસાં મજબુત થાય છે. પણ બાળકને ઘણું રડવા દેવું નહિ.

બાળક જ્યારે દૂધ પીતું હોય છે, ત્યારે એક તન્દુરસ્ત માતા રોજ પોતાનું દૂધ બાળકને ધવડાવે છે. અને એ રીતે પોતાની માતાનું દૂધ જેટલું માફક આવે, તેટલું બાટલી મારફતે ધવડાવેલું દૂધ ફાયદો કરતું નથી. જો બાળકની માતા હયાત ન હોય, અથવા બિમાર રહેતી હોય, તો ગાયનું તાજું દોહેલું દૂધ પાવું તે ઉત્તમ છે.

ઘરમાં ગાય રાખીએ નહિ, ત્યાં સુધી ખાત્રી લાયક ચોકખું દૂધ મળવું મુશ્કેલ થઈ પડે છે. તેથી ડાકટરની સલાહ પ્રમાણે બાળકને મેલીન્સફૂડ, ગ્લેક્સો કે એવો બીજો કોઈ ખોરાક આપવો ઉપયોગી થઈ પડે છે.

પરન્તુ માતા જો કંટાળાને લીધે અથવા તો બીજા કોઇ અર્થ વગરનાં કારણુથી પોતાના બાળકને ધવડાવવામાં બેદરકાર રહી, બાટલીમાં ગમે તેમ દૂધ ભરી ઢીંચાવવાનું ચાલુ રાખે, તો એના જેટલું બીજું નુકસાનકારક શું ગણાય ? વળી કોઈ વખતે માતાની ચાલુ ગેરહાજરી અથવા માંદગીના સબબે બાળકને ધવડાવવા કોઈ બીને

રોકવામાં આવે છે. પણ તેમાં નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવા જેવી છે. તેવી સ્ત્રી ઉંચા ખાનદાનની, તન્દુરસ્ત, સારાં આચરણવાળી; ધર્મમાં શ્રદ્ધાવાળી, શાન્ત અને આનંદી સ્વભાવની તેમજ જુવાન હોવી જોઇએ; પરન્તુ આવી સ્ત્રી મળવી મુશ્કેલ હોવાથી બહેતર છે, કે બાળકને ઉપર કહ્યું તેમ ગાયનું કે બકરીનું દૂધ પાવું. અથવા ખોરાક આપવો. પણ ગમે તેવી ધાવને પસંદ નજ કરવી.

ત્રણ માસની અંદરના બાળકનું મરણ પ્રમાણ.

| | |
|---|---|
| માતાનું દૂધ ધાવનાર. | ૧ |
| બહારનું દૂધ પીનાર. | ૧૫ |

મહારાણી વિકટોરિયાએ પોતાનાં દરેક બાળકોને પોતેજ ધવરાવેલાં છે.

આ ઉપરથી જણાશે કે ખુદ માતાનું દૂધ બાળકને કેટલું અગત્યનું છે.

બાળકને માતાએ હમેશાં નિયમિત વખતેજ ધવડાવવું યા દૂધ પાવું. ઘણી માતાઓ બાળક રડે, કે તરત તેને ધવડાવે છે. યા દૂધ પાય છે. એમ વખતો વખત વધારે પ્રમાણમાં દૂધ આપ્યાથી બદહજમી થઇ બાળકને ઝાડો થાય છે; અને તે બીમાર રહી નબળું પડી જઈ, કમતાકાત થઇ જાય છે. એવાં કારણોથી પણ બાળકોનાં મરણો નીપજે છે.

બાળકના જન્મ પછીના ચાર મહીના સુધી—૨૪ કલાકમાં ૬ વખત નિયમિત વખતે દૂધ ધવરાવવું યા આપવું. સવારના ૬, ૯ બપોરના ૧૨, ૩, ૬ અને રાત્રે ૯ અથવા ૧૦ કલાકે; પછી રાતના ૧૦ થી સવારના ૬ વાગ્યા સુધીમાં બાળકને દૂધ આપવું નહિ. તન્દુરસ્ત બાળક તે વખતે સુતેલુંજ હોય છે. ઘણી માતાઓ ફરીઆદ કરે છે, કે બાળક રાત્રે સુતું નથી. પણ તેમાં માતાઓનીજ બેદરકારી છે. જો નિયમિત વખતે ઉપર કહેલા પ્રમાણે બાળકને દૂધનો ખોરાક મળતો હોય તો રાત્રે ૧૦ વાગ્યાથી સવારના ૬ વાગ્યા સુધીમાં બાળક જરૂર મીઠી ઉંઘ મેળવી તન્દુરસ્ત બનશે.

ચાર મહીના પછી દિવસમાં પાંચજ વખત નિયમિત રીતે દૂધ આપવું. સવારે ૬, ૧૦ કલાકે, બપોરના ૨, ૩ વાગે, સાંજના ૬ અને રાતના ૧૦ કલાકે એટલે હર ચાર કલાકે બાળકને ધવડાવવું.

પછી કદી જો બાટલી મારફતે દૂધ આપવાની જરૂર પડે તો ગાયના તાજા દૂધમાં પાણી ભેળવીને નીચે પ્રમાણે આપવું:—

તરતના જન્મેલાં બાળકને—૧ ભાગ દૂધ અને ત્રણ ભાગ પાણી એકી વખતે એક આઉંસ આપવું. દશ દિવસ પછીના અને એક મહીના સુધીના બાળકને—૧ ભાગ દૂધ અને બે ભાગ પાણી એકી વખતે બેથી ત્રણ આઉંસ આપવું.

રફતે રફતે દૂધનું પ્રમાણ વધારવું. અને પાણી ઓછું મેળવવું; તેમજ એકી વખતે ત્રણ આઉંસથી વધારે પણ આપતા જવું. પણ એ સઘળું બાળકની પાચનશક્તિ ઉપર આધાર રાખે છે. તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. માટે પાચન થઈ શકતું ન હોય, તો ઓછું પાવું જોઇએ.

બીજો મહીનો—બે ભાગ દૂધ, ત્રણ ભાગ પાણી ભેળવી એકી વખતે ત્રણ આઉંસ.

ત્રીજો મહીનો—એક ભાગ દૂધ, એક ભાગ પાણી. એકી વખતે ચારથી સાડાચાર આઉંસ.

ચોથો મહીનો—ત્રણ ભાગ દૂધ, બે ભાગ પાણી. એકી વખતે ૫ થી ૬ આંઉંસ.

પાંચમો મહીનો—બે ભાગ દૂધ, એક ભાગ પાણી. એકી વખતે ૬ થી ૭ આઉંસ.

સાતમો મહીનો—ત્રણ ભાગ દૂધ, એક ભાગ પાણી. એકી વખતે ૭ થી ૮ આઉંસ.

નવમો મહીનો અને તે પછી—ચોખ્ખું દૂધ એકી વખતે ૮ થી ૧૦ આઉંસ.

બાળક પી શકે તેથી વધારે દૂધ એકી વખતે બાટલીમાં ભરવું નહિં. પી રહ્યા પછી કદાચ બાટલીમાં દૂધ બચવા

પામે, તો ઢોળી નાખવું; અને બાટલી ખોલીને બરાબર સાફ કરી ઠંડા પાણીમાં રાખી મૂકવી.

પૈસાદાર કુટુંબમાં બાળકોની માવજત માટે આયા (ચાકરડી) રાખવાનો રિવાજ છે. છતાં પણ ખુદ માતાએ બાળકની પુરતી સંભાળ, તથા બની શકે ત્યાં સુધી બધી માવજત પોતાના હાથેજ કરવી એ ઉત્તમ છે.

બાળકો આયાઓને કંટાળો ન આપે અને સહેલાઈથી બાળક પોતાના કાબુમાં આવી જાય, તેમ કરવાને માટે માત-પિતા અથવા ઘરનાં બીજાં કોઈ ન જાણે તેમ બચ્ચાંઓને ઘણી વખત આયાઓ બાળાગોળી અથવા અફીણ મેળવેલી બીજી વસ્તુ, યા જરા અફીણ ખવરાવે છે. કે જેના કેફમાં બાળક રમ્યા કરે છે. પણ તેવી વસ્તુઓ બાળકને પરવશ બનાવી તન્દુરસ્તીને ઘણું નુકશાન કરે છે. માટે તે વિશે બહુ સંભાળ રાખવાની જરૂર છે.

વળી આયાની પસંદગી કરવામાં પણ ઘણી બાબત સંભાળવા જેવી છે. તે બહુ બુઢ્ઢી, તેમજ શરીરે અશક્ત કે રોગી ન હોવી જોઇએ. વળી આયા બીડી પીતી હોય, તો તે બાળકને નુકસાનકારક છે. તેથી આનંદી સ્વભાવવાળી, માયાળુ, સદ્‌ગુણી અને નિરોગી આયાનેજ પસંદ કરવી જોઈએ

નાનાં બાળકોને સાંજે કે સવારે ખુલ્લી હવામાં ફરવા

માટે આયા, કે બીજા નોકર સાથે મોકલવામાં આવે છે, ત્યારે ખુલ્લી હવાથી તન્દુરસ્તીમાં થતા લાભ ઉપરાંત બીજા પણ માનસિક શક્તિઓની ખીલવણીના લાભો કુદરતી રીતે જ મળે છે.

ખુલ્લી જગામાં અને ગીચ વસ્તીથી બહાર તથા બગીચા તરફ કુદરતનો બહાર, ઝાડપાનની રમણીય શોભા, આકાશમાં દોડતાં રંગબેરંગી વાદળાં અને મંદ મંદ પવનની આવતી લહેકી, એ બાળકને કેટલો આનંદ આપે છે! તે જેણે નિરિક્ષા કરી હશે, તે જાણતું હશે. ત્યારે આ ગગરૂ બાળક તેમાંથી શું મેળવે છે? કુદરત તેને શું શીખવે છે? એ કોઇ કહી શકશે ખરૂં કે? આ પ્રમાણે બાળકને કુદરતનો બહાર નિહાળવાની જાથુકની ટેવથી તેની જીજ્ઞાસા શક્તિ ખીલે છે. અને જેમ જેમ બાળક ઉંમરે મોટું થતું જાય છે, તેમ તેમ અનેક પ્રશ્નો ઉત્પન્ન કરવાના તર્ક તેના માનસિક પ્રદેશમાં આવે છે. કોઈ વખતે તો તેને એવા તર્ક ઉત્પન્ન થાય છે, કે જેનો સંતોષકારક જવાબ આપવાને આપણે પણ વિચાર કરવો પડે છે. તે વગર તેના મનનું સમાધાન થતું નથી. ઘેરમાંજ ગોંધાઈ રહેલું બાળક જેને એ પ્રમાણે કોઈ પણ વખતે કુદરતના બહારનો છુટથી આભાસ પણ થતો નથી, તેવાં બાળકને એવી જીજ્ઞાસાઓ

કે અનેક તર્કો કરતાં જવલ્લેજ જોવામાં આવે છે, એ અનુભવ સિદ્ધ છે. એવું બાળક મોટી ઉંમરે પણ જાડી બુદ્ધિવાળું હોઈ બીજાના વિચારોની સાથે ઘસડાયા કરશે. માટે બાળકને પોતાની સગવડ પ્રમાણે સવાર સાંજ જરૂર ઘેરથી બહાર ખુલ્લી જગામાં ફરવા લઈ જવાની સગવડ કરવી જોઈએ.

શિશુ અવસ્થાના પાછલા ભાગમાં બાળક બોલવાની કોશેષ કરે છે. હોઠ હલાવે છે, અને જીભના લોચાવાળી બોલવાનું કરે છે. હોઠ હલાવી બોલવાનું કામ સરળ હોવાથી બાળકના પ્રથમ ઉચ્ચાર દરેક ભાષામાં ઘણું ખરૂં ઓષ્ઠસ્થાની (હોઠની મદદથી બોલાય તેવા) હોય છે. અને તેથી પ્રથમ તેના બોલવાના શબ્દો, મા, પા, મમ, ભૂ, ભા વિગેરે જે મરજીમાં આવે તેવા અક્ષરો બોલી આનંદ કરે છે. અને જ્યારે દાંત આવવા માંડે છે, ત્યારથી દંતસ્થાની (દાંતની મદદથી બોલી શકાય તેવા) અક્ષરોની શરૂઆત થાય છે. એ રીતે બાળક શિશુ અવસ્થામાંથી પસાર થઇ બીજા તબક્કામાં એટલે કૌમાર અવસ્થામાં દાખલ થાય છે.



# પ્રકરણ ૩ જું.

"બાળક તેની જીંદગીનાં પહેલાં ત્રણ વરસમાં જેટલું શીખે છે, તેટલું તેની આખી જીંદગીમાં શીખી શકતું નથી."

(ફ્રાઉલરકૃત શિક્ષાપદ્ધતિ)

"બચપણ એ મનુષ્ય જીવનનું મળસ્કું છે. તે સમયે બાળકપર ઘણી સહેલાઇથી નવા સંસ્કારો પાડી શકાય છે. બાળપણમાં જ્યારે બાળકની શક્તિઓ તાજી અને સતેજ હોય છે, તે વખતે તેનો યોગ્ય વિકાસ ન કરીએ, અને પછીથી તે બાળકો માટે મોટી શાળાઓ અને કોલેજો સ્થાપીએ તો તેથી થયેલી હાની જોઇએ તેવી સુધરી શકતી નથી. એ તો ચોમાસામાં મળતું પુષ્કળ પાણી વહી જવા દઇ પછીથી પાણી માટે બૂમો મારવા જેવું થાય."

છો. બા. પુરાણી, એમ. એ.

ઉપરના બન્ને લેખકોની કહેવાની મતલબ એજ છે કે બાળકની શરૂઆતની જીંદગી દરમ્યાન કીધેલી માવજતથી અને લીધેલી સંભાળથી તેની આખી જીંદગી ઉપર ઘણી સારી અસર થાય છે. અનુભવી માણસો આ વાત ઘણી સારી રીતે સમજી શકે તેમ છે.

બાળકની વૃત્તિઓ એટલી બધી ચપળ અને નવુ નવું શીખવાને આતુર હોય છે, કે તેથી તેને જોઇતો ખોરાક આપવાને માતપિતાએ દરેક પળે તૈયાર રહેવાની ખરેખરી જરૂર છે. બાળકનું એક વર્ષ પસાર થઇ જવા પછી તેનામાં

ગૃહણ કરવાની એટલે ધારણ કરવાની કે ઉચકી લેવાની શકિત ઘણા પ્રમાણમાં વધેલી હોય છે, અને બાળકની દરેક શક્તિઓ પોતાનો ખોરાક શોધે છે, તેથી માબાપોએ તેની દરેક વૃત્તિઓને પોષણ આપવા પોતાથી બનતું કરવું જોઇએ. જો એ વખતમાં માબાપ સાવચેત રહીને તેને સીધે રસ્તે નહિ દોરવે, તો ગમે તેમ આડે રસ્તે ચડી જશે. અથવા તો પોષણના અભાવે સુસ્ત–મંદ બની જશે. જેમ એક માળી સુંદર અને સુગંધીદાર ફૂલનો રોપ એક કયારામાં રોપે છે; પણ તેની આજુબાજુનું ઘાસ તથા કચરો ઉખેડી કાઢે નહિ, તો તે છોડવાને મળવાનો પોષક રસ આજુબાજુનું ઘાસ ચુસી જાય છે. અને મૂખ્ય રોપો કૌવત હીણ થઇ જાય છે. તેમજ તે શક્તિઓને પણ જોઈતું પોષણ ન મળવાથી તે નિર્બળ થાય છે.

શરૂઆતમાં બાળકની પાંચ ઇંદ્રિયોને ખીલવવાની જરૂર છે, અને તેને માટે ધીમે ધીમે સાધનો અને સગવડો કરી આપવી જોઇએ. તે ઉપરાંત જેમ બાળક મોટું થતું જાય, તેમ તેમ તેનામાં ઉંચા ગુણો જેવા કે, દયા, માયા, ઉત્સાહ, ભલાં તરફનો ચાહ, સચ્ચાઈ, ઉદારતા, વડા તરફની તાબેદારી અને માન વિગેરે સર્વ સદ્ગુણોના અંકુરો તેના બાળ જીગરમાં ઘણાં છુપાં અને ઉંડાં રહેલાં હોય છે. તેને ખીલવવા અને બહાર લાવવાની જવાબદારી માતાપિતા ઉપર

રહેલો છે. વળી તેની વિચારશક્તિ, અવલોકન શકિત, કલ્પના શક્તિ, તર્ક શક્તિ વિગેરે સર્વ શક્તિઓ જે મોટી ઉંમરના માણસોમાં જોવામાં આવે છે, તે છેક નાની ઉંમરનાં બાળકના મગજમાં પણ અંકુર રૂપે છુપાઇ રહેલી છે. માતાપિતાએ આ અંકુર રૂપ શક્તિઓનો વિકાસ કરવા માટે તેને ખીલવીને બહાર કાઢવાનુંજ કામ કરવાનું છે.

## મનુષ્ય સ્વભાવ ટેવથીજ ઘડાય છે.

બાળકની ઈંદ્રિયો, શક્તિઓ અને સદ્ગુણોને ખીલવવામાં સૌથી અગત્યનું સાધન ટેવ છે. બાળકને નમુનેદાર બનાવવા માટે શરૂઆતથીજ સારી ટેવો પાડવાની જરૂર છે. ટેવથી ગમે તેવું અઘરૂં કામ સરળ બને છે. માણુસ સ્વભાવ ઘણું ખરૂં ટેવનેજ આધીન છે. એક માઠી ટેવ જો બાળકમાં કે માણસમાં દૃઢ થઈ ગઇ હોય, તો મોટી ઉંમરે પણ તેને કાઢી નાંખવાને કેટલી મહેનત પડે છે? તે ભાગ્યેજ કોઇથી અજાણ્યું હશે.

જો સારી ટેવ પાડવામાં માતાપિતા બેદરકાર રહે છે, તો ગમે તેવી ટેવ આપોઆપ ઘુસી જાય છે, અને તેનાં માઠાં પરિણામને માટે આપણે ઘણા દિલગીર થઇએ છીએ. આવી દિલગીરીનો પ્રસંગ આપણાપર ઉભો થવા ન પામે

તેને માટે આપણે આપણાં બાળકોની સારી આદતો ખીલ-વવાને શરૂઆતથીજ ઘણી કાળજી લેવાની જરૂર છે.

આ ટેવ પાડવાની શરૂઆત બાળક લગભગ એક વરસની ઉંમરનું થાય, ત્યારથીજ થવી જોઇએ; જો કે, તે વખતે બાળક પશુ અવસ્થામાં અને અજ્ઞાન હોય છે; તેથી ઘણીજ સહેલાઇથી તેની ટેવો ખીલવી શકાય છે, કારણ કે આ અવસ્થામાં તેને સારૂં માઠું સમજવાની શક્તિ હોતી નથી. તે વખતે બાળક કેમેરાના કાચ જેવું અથવા તો પાણી જેવું નિર્મળ હોય છે. કાચમાં જેવી આકૃતિનું પ્રતિ-બિંબ પડે છે; તેવુંજ સ્થિર થાય છે. અને પાણીમાં જેવી જાતનો રંગ નાંખવામાં આવે છે, તેવા રંગનું તે બની જાય તેથી તેના ભલાંબુરાંનો ખ્યાલ માતાપિતાએ કરવાનો છે. માતાપિતા તેના પર સારૂં યા માઠું જેવું પ્રતિબિંબ પાડશે, તેવુંજ કાયમ થશે. આ પરાધીન અવસ્થામાં પાડેલી સારી ટેવથી બાળક સમજણવાળું થતાં પણ તેજ ટેવને આધીન રહેશે. ને મોટી ઉંમરે તેવી ટેવો મજબુત થતાં તેને ઘણીજ સાધારણ થઇ જશે.

## દીનચર્યામાં ટેવનો ઉપયોગ.

તન્દુરસ્ત બાળક ઘણું કરી સવારમાં વહેલું જ જાગી ઉઠે છે. આ રીતે જાગી ઉઠેલા બાળકને હીંચકા નાંખીને

કે બીજી રીતે સુવાડી દેવાની કોશીષ ન કરતાં તેને દૂધ પાવું. તેનાં કપડાં બદલાવવાં અને રમવાનાં સાધનો આપવાં કે જેથી બાળક સુસ્ત થતું અટકશે. અને રોજના વહેલા જાગી ઉઠવાની આદત કેળવાશે.

એ પ્રમાણેજ ચાલુ આદત રાખશે, તો જેમ જેમ બાળક મોટું થતું જશે, તેમ તેમ તે ચોકસ વખતેજ જાગી ઉઠશે–તેને તેજ વખતે ઉઠવાની ટેવ પડશે. અને જો દૂધ પાવામાં વિલંબ થશે, તો રડવા માંડશે. એમ થવાનું કારણ તેની ચાચુકની આદત છે.

હાલમાં આપણે જોઇએ છીએ, કે ઘણાં માબાપો પોતાનું છોકરૂં મોડું ઉઠવાની ફરિયાદ કરે છે, પણ એમાં છોકરાનો કસુર નથી; કારણ કે તેને બાળપણથીજ નિયમિત વખતે ઉઠવાની ટેવ પાડવામાં આવી નથી. માટે પ્રથમ બાળકને દીનચર્યા એટલે દિવસનાં કરવાનાં કામોની ટેવ પાડવી જરૂરની છે. નાનાં અણુસમજુ બાળકોને પણ અમુક વખતે જગાડવાં, અમુક વખતે દૂધ પાવું કે ધવરાવવું, અમુક વખતે નવડાવવું, અમુક વખતે કપડાં પહેરાવવાં, અમુક વખતે રમતમાં રોકવાં અને અમુક વખતે ફરવા લઇ જવાં, એમ કરવાની ચાલુ ટેવ હોવાથી તે ટેવ કેળવાઇ રહેશે.

## ઇંદ્રિયોની ખીલવણી.

બાળક જેમ જેમ ઉમરમાં વધતું જાય છે, તેમ તેમ તેની ગ્રહણ કરવાની શક્તિ પણ વધતી જાય છે; માનસિક વૃત્તિઓ ચંચળ થાય છે. અને જે જે વસ્તુઓ તેના જોવામાં પ્રથમ આવે છે, તે નિહાળીને જુએ છે. તે ચીજો લેવાને તેનું મન લલચાય છે; ને તેને હાથમાં લેવાની કોશેષ કરે છે. તેમજ તેને હાથથી દબાવીને, મોઢામાં નાંખીને, જમીનપર અફાળીને તપાસે છે. આ રીતે આંખ અને સ્પર્શેન્દ્રિય (ચામડી) ની ખીલવણી શરૂ થાય છે.

કર્ણેન્દ્રિય (કાન) ને ખીલવવા માટે જુદા જુદા અવાજો તરફ તેનું ધ્યાન ખેંચાય છે. અને જે તરફથી અવાજ આવતો હોય, તે તરફ જુએ છે. આ તેની ઇંદ્રિયોના વિકાસની શરૂઆત છે. ઇન્દ્રિયોને કેળવવાથી મન કેળવાય છે, અને મનને ઉંચી વૃત્તિવાળું બનાવવાને શરૂઆતથીજ ટેવ કે સારી આદતો પાડવાની જરૂર છે. જાણે કે અજાણે બાળકને શરૂઆતથીજ સારી આદતો પાડવાની જરૂર છે. તેથીજ બાળકનું ઉત્તમ ચારિત્ર્ય ઘડાવાનો મોટો આધાર ટેવ કે આદતપર રહેલો છે. જો એ બાબતમાં બેદરકારી રાખવામાં

ન આવે, તો મોટપણે બાળકોમાં જે ટેવો માબાપોને કંટાળારૂપ થઈ પડે છે, તે ટેવો કદિ પણ આવવા પામશે નહિ.

ધર્મની કેળવણીનો પણ મોટો આધાર ટેવને કેળવવા ઉપરજ રહે છે, માટે નાનપણથીજ બલ્કે પારણામાંથીજ સારી ટેવો પાડવાની શરૂઆત કરવી. જો કદિ એમ માનવામાં આવે, કે હજુ તો બચ્ચું છે, નાદાન છે, પોતાની મેળે મોટું થશે, ત્યારે સમજતાં શીખશે; અને તે વખતે એ કુટેવો છોડી દેશે તો તેવી માન્યતા તે એક મહાભારત ભૂલ કહેવાય. જે કુટેવો નાનપણથી ધીમે ધીમે બાળકના મનમાં જડ ઘાલી ચોંટે છે, તે મોટપણે કહાડવા માટે માબાપોને કેટલી મુશ્કેલી પડે છે! તે ઘણાથી અજાણ્યું નથી.

નકલ કરવી અને ગ્રહણ કરવું એ બાળકનો સ્વભાવજ છે; અને તેનો લાભ લેવો, તે માબાપોની ચતુરાઈ ઉપર આધાર રાખે છે. બાળકના નકલ કરવાના સ્વભાવને લીધે, જે રસ્તે આપણે તેને દોરવીએ, તે રસ્તે તે દોરાય છે. બાળક ઘણું ખરૂં માબાપની રીતભાતનીજ નકલ કરે છે. માટે માબાપે પોતાની ઉંચી રીતભાતનો નમુનો હમેશાં બાળક પાસે હાજર રાખવો. આ રીતે ગ્રહણ કરેલો માર્ગ બાળક કદીપણ ભૂલશે નહિ. આવા ચાલુ મહાવરાથી તે ટેવરૂપે દ્દઢ

થાય છે, અને ગ્રહણ કરેલો માર્ગ તે કદિપણ ભૂલશે નહિ. આવા વારંવાર મહાવરાથી તે ટેવરૂપે દૃઢ થશે.

## જીભ-સ્વાદેંદ્રિય.

આપણે જ્યારે એક નાનાં બાળકને દુધ પાઇએ છીએ ત્યારે તે ખુશીથી હસતે મોઢે અને આતુરતાથી પ્રેમ સહિત દુધ પીએ છે અને અઠવાડીએ કે ૧૦-૧૫ દિવસે એરંડીના તેલની ચમચી તેના મોઢા પાસે લાવીએ છીએ, ત્યારે તે નારાજ થઇ, અણગમો બતાવી, મોઢું ફેરવી નાંખી તે પીવાની જરાપણ ખુશી બતાવતું નથી; પણ તેના હાથ પકડી મોઢું ઉઘાડી બળાત્કારે પાવામાં આવે છે. આ વખતે બાળકને બોલવાની શક્તિ હોતી નથી, પણ તેની સ્વાદની ઇંદ્રિય ખીલવા માંડે છે તેનુંજ એ પરિણામ છે.

## આંખ અને ચામડી.

બે ત્રણ જુદા જુદા રંગના પોચા અને ઘણાજ હલકા વજનના દડા અથવા પોપટ, ગાય કે ઘોડાનું અને એવાંજ બીજાં જાણીતાં બે ત્રણ જુદાં જુદાં મનોહર રંગના અને આકારનાં રમકડાં મૂકવાં જેથી તેની નાજુક આંખપર સુંદર રંગની અને જુદા જુદા આકારની છાપ પડતાં આંખ કેળવાય છે. અને તેની સાથે રમતાં કે હાથ લગાડતાં નરમ

કે કઠણુ, લીસું કે ખરબચડું એમ સ્પર્શેંદ્રિય-પણ આપો આપ ખીલવા માંડશે.

## કાન-કર્ણેંદ્રિય.

દિવસના બીજા ભાગમાં રમાડતી વખતે તફાવતવાળા અવાજના બે ઘુઘરા મૂકો કે જેમાંના એકનો અવાજ તેજ દાર હોય, જ્યારે બીજાનો ઘેરો કે જાડો અવાજ હોય. આવા ભિન્ન ભિન્ન અવાજની અસર તેના કાનપર નાખ વાથી જાણે અજાણે પણ તેની કર્ણેંદ્રિય ખીલવા માંડશે.

નાકઃ—બાળકની સુંઘવાની શક્તિ ખીલવવા માટે બે જાતનાં સુગંધીદાર ફૂલો લેવાં. જેવાં કે ગુલાબ અને મોગરો, અથવા તો મરજી પડે તેવાં જલદ પણ જુદી જુદી વાસ વાળાં ફૂલો લાવીને જુદે જુદે વખતે એટલે સવારનું બાળક રમતું હોય, ત્યારે ગુલાબનાં અને સાંજે રમતું હોય ત્યારે મોગરાનાં ફૂલો માત્ર તેની સન્મુખ પડી રહેવા દો અને તેથી જાણે અજાણે પણ બાળકને તેનો પમરાટ આવશે. આ રીતે બાળક આ અવસ્થામાં કંઇ પણ બોલતું નથી કે જાણતું નથી; પણ આપણે માત્ર તેની આંખ, કાન, નાક, જીભ અને ચામડી (લાગણી) ની શક્તિઓને માત્ર આભાસ આપી ખીલવવામાં કંઇક મદદગાર થવાનું છે. અને જ્યારે બાળક સમજણ ધરાવતું થાય અને બોલવા માંડે, ત્યારે આપણે

પાંચે ઇંદ્રિયો ખીલવવાના ખાસ પ્રયોગો* બાળક પાસે કરાવી આગળ ચાલવા માંડીએ, તો એ ટેવરૂપે આપણને મદદગાર થઇ પડે છે, એમાં સંદેહ નથી.

**ઉચ્ચાર:**—બાળક જ્યારે બોલવા શીખે છે, ત્યારે શરૂઆતનું તેનું બોલવું ભાગુતૂટું અને કેટલેક દરજ્જે બોબડું તથા કાલું કાલું હોય છે અને કુદરતી રીતે બાળક તરફના પ્રેમના આવેશમાં આપણે પણ તેની સાથે બાળકના જેવુંજ ભાંગુતૂટું બોલીને વાતચિત કરીએ છીએ. આમ કરવાથી તેવાજ અવાજ બાળકના કાનપર જાય છે અને ખોટા ઉચ્ચારની છાપ તેના નાજુક મગજપર પડે છે. જાથુકને માટે આ ટેવ કાયમ રહેવાથી મોટપણે પણ બોલવામાં અમુક ઉચ્ચારોમાં ખામી રહી જાય છે. જેથી શરૂઆતથીજ બાળક સાથે માબાપે શુદ્ધ ઉચ્ચારે તથા બાળકથી સમજી શકાય, તેટલા ધીમા અવાજે અને સરળતાથી બોલવાનો મહાવરો રાખવો. તેથી બાળકની શુદ્ધ ઉચ્ચાર કરવાની ટેવ પણ કેળવાશે અને હાલમાં મોટી ઉમ્મરના જુવાન વિદ્યાર્થીઓમાં પણ શુદ્ધ ઉચ્ચારની જે ખામીઓ જોવામાં આવે છે, તે અવયવોની કુદરતી ખામી સિવાય જોવામાં આવશે નહિ.

* આ પ્રયોગો માટે જુઓ પૃષ્ટ ૫૩–૫૪.

## મીઠા અવાજની અસર.

બાળકોની સાથે તેમજ ઘરમાં માબાપોનું વાતચિત દરમિયાન બોલવું, સરળ અને શાંત અવાજવાળું હોવું જોઇએ; કેમકે તેની અસર પણ ઉછરતી ઓલાદ ઉપર થાય છે. વગર કારણે મોટો અવાજ અથવા નોકર સાથેના ચાલુ બુમબરાડા કે ધમાચકરી, એ પણ બાળકના અનુભવમાં આવવાનો પ્રસંગ કદિ પણ લાવવો નહિ. વાતચિતની મીઠાશ અને કોમળ અવાજ એ બાળવૃત્તિઓને રીઝવનાર છે. પણ કઠોરતા એ ભય ઉપજાવી હૃદયને શુષ્ક બનાવે છે.

## બાળકની ચંચળતા.

બાળકને નવરૂં બેસી રહેવું ગમતું નથી. એ તેમનો બાળ સ્વભાવ છે. એ સ્વભાવ કે ટેવને દૃઢ કરવાથી મોટ-પણે પણ ઉદ્યોગી રહેવાની ટેવ પડે છે અને કામ ધંધામાં કલાકના કલાક ગુંથાઈ રહેવા છતાં બિલકુલ થાક લાગતો નથી. બાળક જ્યારે અણુસમજણું હોય છે, ત્યારે હાથ પગ ઉછાળી રમે છે. અનેક વસ્તુઓની નિરીક્ષા કરે છે. જૂદી જૂદી વસ્તુઓ લેવાની તેને ઈચ્છા થાય છે. તે જ્યારે બેસતાં અને ચાલતાં શીખે છે, ત્યારે જે કાંઇ વસ્તુ જુએ છે, તે ઉપાડી લઇ, જોવા અને રમવા મંડી જાય છે. જ્યારે એ રમતમાંથી કંટાળો આવે, અથવા બીજી તરફ ધ્યાન

ખેંચાય છે, ત્યારે તે ઘરમાં મોટાં માણસો જે કંઇ કામ કરતાં હોય છે તે તરફ પણ ધારી ધારીને જુએ છે; અથવા પોતાના જેવાં નાનાં સોબતીઓની સાથે રમવામાં ભેળાઇ જાય છે. પણ તે વખતે તેઓને તેમ નહિ કરવાનું કહેવામાં આવે તો તે જરા પણ તેમને ગમતું નથી. આનું કારણ ઉદ્યોગી રહેવું અને છુટાપણું ભોગવવું એ નાનાં બચ્ચાઓને વધારે પસંદ છે.

## તાબેદારી.

પરંતુ હદ ઉપરાંતનું છુટાપણું બાળકને નુકશાનકારી છે. તેથી તેને કબજામાં રાખવાની ખાસ જરૂર છે. તાબેદારી અત્યારથીજ શીખવવાની જરૂર છે. જો હમણાથીજ બાળકની નાદાન અવસ્થાપર દરગુજર કરવામાં આવે, તો મોટપણે માબાપના કહેવાની કે હૂકમની કાંઈ પણ કિંમત તેના મનમાં ગણાશે નહિ. બાળકોને માબાપ તરફ અને મોટાં તરફ માનની લાગણી ઉત્પન્ન કરવાને માટે નાનપણથીજ તેના ઉપર પ્રીતિભરેલો અંકુશ રાખવાની જરૂર છે. અને તે બાળક સમજવાળું, એટલે કે ત્રણ વર્ષનું થાય, ત્યારથી આ બાબત મનપર લેવી. પણ યાદ રાખવું કે લાયક બાળક પ્યાર અને મોહબતને આધીન છે. ભય અને ધમકીથી તે દૂર નાસે છે. વાણી કે દેખાવમાં પણ ,ભય હોવો જોઇએ

નહિ; કારણ કે ભયથી જે અસર બાળકના મનપર થશે તે તે નકલી અથવા ઉપરનીજ રહેશે.

## બાળક પ્યારને આધીન છે.

અને થોડા વખત ભયને આધીન રહી, પાછું જેમને તેમ ઇચ્છા અનુસાર વર્તન કરવાનું ચાલુ રાખશે. માટે જો આપણા બાળકોને આપણી મરજી પ્રમાણે દોરવા માગતા હોઇએ અને હુકમને માન આપી તાબેદારીથી વર્તે, તેમજ આપણા તરફ પૂજ્યબુદ્ધિ અને પ્યારથી રહી, મોટપણે પણ આપણને ખરા જીગરથી ચાહે, એવા વિવેકી બનાવવા ઇચ્છતાં હોઇએ, તો તેઓની સાથે જેમ બને તેમ પ્યારનો ઉપયોગ છુટથી કરવો જોઇએ; પણ ભયનો ઉપયોગ બનતાં સુધી કરવો નહિ. આ જગ્યાએ એવો સવાલ ઉત્પન્ન થશે કે—કોઇ વખતે બાળક જીદપર આવેલું હોય અને તેને સમજાવી પટાવીને કહ્યા છતાં તે પોતાની હઠ મૂકતું ન હોય, ત્યારે શું તેને ધમકાવવું નહિ ? અથવા પાતળી અને નાની સરખી નેતરનો ઉપયોગ ન કરવો ? ના. તેમ કરવાની કાંઇજ જરૂર પડતી નથી. જ્યારે બાળક એવી કે બીજી કોઇ રીતની જીદ કરે, કે, 'હું આ ટોપી નહિ પહેરૂં. મને પેલીજ ટોપી જોઇએ. અથવા નહાવા નહિ બેસું, કે કપડાં નહિજ બદલું' વગેરે; ત્યારે તેને પાસે બોલાવી શાન્ત મન

રાખી પસવારીને કહેવું, "અરે નવલ! તું તો ઘણોજ ડાહ્યો છે." "તું તો મારૂં કહેવું કરે છે." "આવા કંઈ નહિ." 'આ ટોપી તને કેમ નથી ગમતી? આ ટોપી તો ઘણી મજાની છે.' 'એમ નહિ કરીએ દિકરા!' 'પેલી બીજી ટોપી તો તું સાંજે જ્યારે ફરવા જાય, ત્યારે પહેરજે હોં.' 'ચાલો, ઘણોજ ગુડ બૉય.' એમ પટાવવો. છતાં જો ન માને, ને હઠ કરે તો થોડી વાર સુધી તેને કોઇએ પણ બોલાવવો નહિ અને ગંભીર ચહેરે તેને સાદી ધમકી આપવી કે તને બહાર ફરવા લઈ જઈશું નહિ. આજ તને પેપરમેટ નહિ મળે, વગેરે બાબતોથી તેના મનમાં એવો આભાસ ઉત્પન્ન કરવો કે મારાં માતાપિતા આજે મારાપર નારાજ છે અને મારી સાથે જેઓ હંમેશાં પ્યારથી વાત કરતાં તે આજે બોલતાં પણ નથી. આ રીતે તેની લાગણીઓને કુદરતી રીતે આઘાત થશે અને બાળક પ્યારને આધીન થયેલું હોવાથી પોતાની વલણ તરત બદલશે. બાળકના કુમળા મગજ ઉપર શાંત રીતની ધીમા અવાજ-વાળી સમજાવટ જેટલી અસર કરે છે, તેટલી નેતરની સોટી કરતી નથી; પણ તેથી તો ઉલટું બાળક વધારે જીદ કરે છે. મારથી બાળકની શરીરની કુમળી રેખાઓ અને મગજને અચિત નુકશાન પહોંચે છે. જીદ કરવાનું કારણ જે વસ્તુ

અથવા બાબતથી ઉત્પન્ન થયું હોય, તે વિષેના ફાયદા ગેરફાયદા બાળકને યોગ્ય શબ્દોમાં સમજાવવા. બાળકને જેમ તેના સારા કામને માટે વખાણવું, તેમજ તેનાં માઠાં કામને માટે શરમાવવું. વગેરે ઉપાયો યોજવાથી, તથા ઉતાવળાં ન થતાં ધીરજથી કામ લેવાથી આપોઆપ બાળક ઠેકાણે આવી જશે. મારા પોતાના અનુભવસિદ્ધ કેટલાક દાખલાઓમાં સ્કૂલમાં તરતનાં આવેલા બાળકો કે જેને એક બે દિવસના સહવાસમાં કેટલીક જીદ માત્ર મારા ખરા જીગરના પ્યારથી સમજાવી પટાવીને મૂકાવી છે, તેના દાખલા મોજુદ છે.

## રમકડાંની પસંદગી અને રમતો.

બાળક જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેને સારૂ માબાપો પોતાની શક્તિ પ્રમાણે રમકડાં ખરીદી લાવે છે. જેઓ શ્રીમંતો છે, તેઓ ઇશ્વરકૃપાથી લગભગ આખી દુકાનનાં રમકડાં પોતાનાં અમૂલ્ય રત્નો માટે એકઠાં કરી શકે છે. એ રમકડાં કે તે વડે થતી રમતો અર્થવાળી હોવી જોઈએ. રમકડાં પસંદ કરવા વખતે ધ્યાનમાં રાખવાનું છે કે તે બાળક સહેલાઈથી ઉચકી શકે તેવાં હલકાં વજનવાળાં, ધાર કે અણી વગરનાં, પાકા રંગના, અને જલદી તુટી ન જાય તેવાં હોવાં જોઈએ. તેમજ દરેક રમકડું

બાળકનું ઘણું ખરૂં જાણીતું અને માનીતું હોવું જોઈએ. રંગમાં શોભીતું અને સુંદર જોઇએ. ભયંકર પ્રાણી કે બિહામણું, તેમજ જેનો રંગ આંખને કંટાળો આપે એવો ન હોવો જોઈએ. એટલે કે જંગલી અને વિકાળ પ્રાણીઓના રમકડાં કરતાં દરરોજના સહવાસમાં આવતી ચીજો અથવા પ્રાણીઓનાં રમકડાં બાળકને વધારે ફાયદા કારક છે. કારણકે રમકડાં એ મૂળ વસ્તુઓના અને પ્રાણીઓના નમુના છે, તે હંમેશ જોવામાં આવતી વસ્તુઓને મળતાં હોવાથી બાળક તે રમકડાં અને સાચી વસ્તુઓ વચ્ચે સરખામણી કરશે; અને પોતાની કલ્પનાસૃષ્ટિમાં કાંઇ કાંઈ નવી કલ્પનાઓ ભરશે.

હવે એક દાખલો લઇએ. એક ઘરમાં ભાઈ અને બેહેન એવાં રમકડાં લઈ રમવા બેઠાં છે. ત્યારે એક ગાયનું, બળદનું, કે ઘોડાનું રમકડું લઇ પૂછો કે આ શું (પ્રાણી) છે ? એની આંખ બતાવો. કેટલી છે ? તેને પગ કેટલા છે ? આપણી ગાડી કોણ ખેંચે છે ? ગાડું કોણ ખેંચે છે ? ગાયનો રંગ કેવો છે ? ગવલી ગાયને દોહે છે ત્યારે તાંબડીમાં શું ભરાય છે ? દૂધ આપણા શું કામમાં આવે છે ? આવા અનેક સવાલો પૂછવાથી બાળકની બુદ્ધિ ખીલે છે. અને રમત ગમતમાં જરૂરનું શિક્ષણ મેળવી શકે છે. વળી તેજ રમકડાંને લગતી રમતો પણ રમી શકાય. જેમકે રૂસ્ત-

મજી ગવલી થાય, શીરીનમાય ચાય બનાવે, ને ટી પાર્ટી કરે. ઘર માંડવાના નાનાં નાનાં પિત્તળના રમકડાં ઘણાં સાધારણ ઘરોમાં પણ હાલમાં જોવામાં આવે છે; જેમાં ચુલો તપેલી, હાંડા, હાંડી, કીટલી વગેરે હોય છે. શીરીનમાય જાણે ચુલાપર ચાયની કીટલી મૂકે છે. ચાય, ખાંડ કાઢે છે. અને ભાઈ ગાયનું દૂધ દોહી, ચાય માટે લાવે છે. આ રમતો બિલકુલ દેખાવ માત્રનીજ હોય છે. પણ તેમાં બાળકોને ઘણી ગમત પડે છે. એટલુંજ નહિ પણ તે દ્વારા ઘણું ઉપયોગી શિક્ષણ મેળવી શકે છે. તેથી રમતો અર્થવાળી અને બાળકોને રસ પડે તેવી હોવી જોઇએ. માબાપ પોતાના બાળકોને ઘણી જાતની રમતો બતાવી શકે. જેવીકિ ડૉલીને (ઢીંગલીને) નવરાવી, તેનાં કપડાં ધોવાં, સુકવવાં, ઘડી કરવી, અને ઠરાવેલી જગ્યાએ સંભાળથી મૂકવાં.

વળી બાળ સ્વભાવ જે ભાંગવું, તોડવું, પાછું ફરી બનાવવું અને તેની રચના નિહાળવા તરફ કુદરતી રીતેજ પ્રેરાય છે, તેમ કરવાની તેની ઇચ્છાને પોષણ આપવા માટે પઝલ બોકસ, બીકાનો, ઘનના રંગીન ટુકડાઓ વગેરે સાધનો ઉપયોગી થઈ પડે તેવાં છે, અને તેના વડે જાત જાતના આકારો બનાવી બાળક ગમ્મત સાથે જ્ઞાન મેળવી શકે છે. આ સાધનો ઉમ્મરના પ્રમાણમાં તેમની શક્તિનો ખ્યાલ કરીનેજ આપવાં સલાહકારક છે.

રમકડાંમાં નાની ગાડી હોય તો તેમાં ઘોડો બાંધવો અને નાની ઢાલીને સ્વચ્છ કપડાં પહેરાવી બાલ ઓળાવીને ગાડીમાં બેસાડવાની રમત ભાઈ બહેનો કરે, તો જેવો રસ ઉપર મુજબની રમતમાં આવે, તેવો રસ રમકડાંનો ઢગલો પડેલો હોય તેમાંથી એક ઉચકે ને એક મૂકે એવી અર્થ વગરની રમત નકામી અને સુકી છે. બનતાં સુધી જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં તેવી રમતને લગતાં નાનાં ગીતો માત્ર ચાર છ લાઈનનાં મોઢે કરાવાય તો તે વધારે સારૂં. જેવું કે બાળપોથીમાં ગાયનું ગીત છે. ઉપલી રમતોનો અગાઉ કહેવામાં આવ્યું છે તેમ ચોક્કસ વખત રાખવો જોઈએ. કારણકે નહિ તો એકજ બાબત તરફ બાળકનું વધારે વલણ થતાં પહેલું જેટલું અતિપ્રિય થશે, તેટલુંજ પાછળથી અકારૂં થઇ પડશે. માટે કોઇપણ બાબત તરફ નિયમિત રીતે મનનું વલણ રોકાતું રહે તે ધ્યાનમાં રાખવું જોઈએ.

આવી રમતો દરમીઆન કોઈ વખતે રમકડાંમાંથી વજનમાં ભારે હલકું, નાનું મોટું તથા ઉંચા કે નીચાનો તફાવત પણ પરખવા માટે સવાલો પૂછવા અનુકુળ થઈ પડશે.

બાળકોને ધૂળમાં અને કાંકરા કે પથરાઓ સાથે રમવું વધારે પસંદ પડે છે. કાંકરા વીણે છે, નાના મોટા પથરાની દિવાલો બનાવે છે. ધૂળ કે કમ્પાઉન્ડમાંની રેતીમાં પાણી

નાંખી તેના ગોળા વાળે છે, અને તેને લાડવા કે દડા (બોલ) ને નામે ઓળખે છે. ઝાડનાં પાંદડાં વીણી લાવી તેને રકાબી કે વાસણને ઠેકાણે વાપરે છે. ને પાર્ટીઓ કરી અનેક તરેહનો આનંદ માને છે. તેમજ ધળને પાણીથી ભીજવીને તેના ટાવર કે પીરામીડને મળતી આકૃતિના બંગલાઓ બનાવે છે અને અંદર ચારે દિશાએ દરવાજા વિગેરે કરે છે. તે વખતે તેને દિશાઓનું પુરૂં ભાન પણ હોતું નથી. બે દિશાઓ તો તે જાણીજ રહેલું છે કે જ્યાં સુરજ ઉગે છે અને આથમે છે. અને બાકીની બે દિશાઓ તેના નામ વગર કુદરતેજ તેને શીખવી છે. એવા બંગલા અને કમ્પાઉન્ડ બનાવવા, કાંકરા કે પથરાની ફરતી દિવાલો બનાવવી, આ બધું તેઓને કોણ શીખવવા જાય છે? તે સહેજ જાણી શકાશે કે જે દેખાવો તે જુએ છે તેની છાપ નકલ રૂપે બાળ ખેલમાં પણ આનંદમય આકૃતિઓમાં ગોઠવી લે છે. બાળકો બચપણમાંજ ભૂમિતિની લગભગ બધી આકૃતિઓનો અનુભવ મેળવી શકે છે. અનેક રીતે જુદીજુદી રમતોમાં તેનો ઉપયોગ કરે છે. છતાં ઘણાં ઉંમરે પુગેલાંઓનો ખ્યાલ તે તરફ ભાગ્યેજ હોય છે,

## બાળકનો તિરસ્કાર કોઈ દિવસ ન કરવો.

બાળક પોતે પોતાને પરિપૂર્ણ સમજે છે ને તેથીજ તે ઘરમાં મોટાંઓની માફક કામ કરવાને તત્પર થાય છે,

તેને તરછોડી, "તારાથી ન થાય" "તારાથી ન ઉચકાય" વિગેરે કહી પાછું પાડી તેની ઉલટ તોડવી નહિ કારણકે તેમ કરવાથી જેમ જેમ બાળક મોટું અને સમજુ થતું જશે તેમ તેમ કોઇપણ કામ કરવા વખતે તેના મનમાં પોતાનાજ કામને માટે અવિશ્વાસ રાખશે, કે વખતે થશે, કે નહિ થાય? કેમકે તેને બચપણમાંજ કહેવામાં આવે કે તમારા લોકોથી નહિ થાય. પણ તે કહેવા પહેલાં એક ચીજ જે આપણે ઉચકવાની હોય તે ચીજ બાળક ઉચકવા આવે, ત્યારે આપણે પકડી રાખી બાળક ઉચકે તેને ઉચકવા દઇ, તેના વજનનો ખ્યાલ બાળકને કરવા દેવાથી તેની ખાતરી થશે, કે તે ભારે છે. મારાથી ન ઉચકાય, તો નહિ ઉચકવાનું કારણ તેના જાણવામાં આવશે અને તેની ઉચકવાની જીજ્ઞાસાવૃત્તિ પણ તૃપ્ત થશે. અને તેનો એવો ખ્યાલ થશે કે હું મોટો થઇશ ત્યારે આ કામ થશે. બાળકથી થઇ શકે તેવાં નાનાં કામો જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે આપો અને સાથે હાજર રહીને તેવાં કામો ધીરજથી પરિપૂર્ણ કરાવો. એવાં કામો વ્યવસ્થાપૂર્વક કરાવવાથી તેને વ્યવસ્થાની કિંમત થશે એટલુંજ નહિ પણ તે પોતે આ કુટુંબમાં એક ઉપયોગી અને વિશ્વાસુ મેમ્બર છે એમ સમજી ઘરની વ્યવસ્થામાં મદદગાર થશે.

# પ્રકરણ ૪ થું.

## કેળવણીની જાતો.

સામાન્ય રીતે કેળવણી તનની, મનની, ધર્મની અને નીતિની ગણાય છે. આ બધી કેળવણી ગૃહ કેળવણીના નિયમો પ્રમાણેના વર્તનમાં સમાઈ જાય છે. આવી કેળવણી એક એક જૂદી જૂદી અપાતી નથી. પણ તે બધી કેળવણી એક બીજાની સાથે એવી રીતે નિકટના સંબંધમાં જોડાએલી છે, કે જો બાળકને ઉત્તમ પ્રકારની ગૃહ કેળવણી આપવામાં આવે તો આ ચારે પ્રકારની કેળવણી આપોઆપ મળી જાય છે.

**તનની કેળવણી:**—બીજી બધી કેળવણી રૂપી ઈમારતના પાયારૂપ છે. માણસ જાતનું સાર્થક માત્ર મનની કેળવણીથી થઇ શકતું નથી. મનની કેળવણી લેવાનું સાધન શરીર છે. જો શરીર નિર્માલ્ય હોય, તો મનની કેળવણી લેવામાં મુશ્કેલી પડે છે. શરીરને અસુખ જણાતાં મન અસ્વસ્થ બની જાય છે. અને કોઈ પણ પ્રકારનું કામ કરી શકતું નથી. તેથીજ શરીરની કેળવણીને પ્રથમ પદ આપવામાં આવે છે. જો શરીર મજબુત અને કસાયલું હશે, તો શરીરનાં બીજાં તંતુઓ પણ પ્રફુલ્લિત થઈ મજબુત થશે; અને પોતાનું કાર્ય કરવાને પૂરતી શક્તિ

ધરાવશે. પણ શરીર નબળું કે કમતાકાત હશે, તો માનસિક તંતુઓ પણ દરેક કાર્યમાં થાકથી તરત કંટાળી જઈ કાર્ય પડતું મૂકશે. આધુનિક સમયમાં આપણા ઈલાકામાં તનની કેળવણી ઉપર લગભગ ધ્યાન અપાતુંજ નથી, એમ કહેવામાં અતિશયોક્તિ નહિજ ગણાય. પ્રાચીન કાળમાં તનની કેળવણીને પ્રથમપદ આપવામાં આવતું હતું તે વિષે થોડી હકીકત આ ઠેકાણે આપવી ઉપયોગી થઈ પડશે.

(૧) અસલના વખતમાં (ઈ. સ. પૂર્વે) આર્યભૂમિ કે ભરતખંડમાં ઘણુંખરૂં આચાર્યો કે ધર્મોપદેશકો કે જેઓ પોતાનાં આશ્રમો જંગલમાં રાખતા અને ત્યાં કેળવણી આપવાનું કામ કરતા એવાં આશ્રમોમાં બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્યો પોતાના છોકરાઓને જનોઈ ધારણ કરાવ્યા પછી અનુક્રમે પાંચમે, છઠ્ઠે, અને આઠમે વર્ષે ઋષિઓના આશ્રમમાં અભ્યાસ કરવા મૂકતા. ત્યાં અભ્યાસ કરવા ઉપરાંત ઋષિઓનીતેઓ સેવા ચાકરી કરતા. સવારમાં વહેલા ઉઠતા. ઠંડે પાણીએ નદી કે તળાવમાં નહાતા. પ્રાણાયામ કરતા. દરરોજના અભ્યાસ પછી પાસેના જંગલમાંથી અન્નફળ વગેરે ખોરાક તથા બાળવાના લાકડાં અને આશ્રમની ગાયો માટે ઘાસચારો કષ્ટ વેઠીને પણ લાવતા. આ કામો કરવામાં તેમને ટાઢ, તડકો, ભૂખ, તરસ, અને થાક ખમવો પડતો.

વળી ઋષિઓ પોતાના શિષ્યોને ધનુર્વિદ્યા ( તીર મારવાની વિદ્યા ) અને બીજાં હથિઆરો વાપરતાં શીખવી લડાઇની તાલીમ આપતા. આ બધાં સાધનોથી વિદ્યાર્થીઓ લઠ્ઠ બાંધાના અને હિંમતવાન થતા. તેઓ જ્યારે પુખ્ત ઉમ્મરના થતા, ત્યારેજ ગુરૂની આજ્ઞા લઈ પોતાને ઘેર પાછા ફરતા. ત્યાં સુધી તેઓ બ્રહ્મચર્ય જાળવતા.

(૨) ઈરાનની પ્રજા લડાયક હોવાથી નીતિ અને બુદ્ધિની કેળવણીનો આધાર તનની કેળવણી પર રાખતી. તનની કેળવણીમાં અંગ કસરત, સહનશીળતા, કરકસર, પરહેઝ, મન મારવું, એ બાબતોનો સમાવેશ થતો. ઈરાનીઓ પોતાના છોકરાઓને કેળવણી આપવા માટે બહુ શ્રમ લેતા. પહેલાં પાંચ વર્ષ છોકરાઓ માતાઓ પાસેજ રહેતા. અને તેમના બાપના જોવામાં ભાગ્યેજ આવતા. તે પછીથી તેઓની કેળવણીની શરૂઆત થતી. સૂર્યોદય થયા પહેલાં તેઓ ઉઠતા અને મુકરર કરેલે સ્થળે હાજર થતા. ત્યાં તેની બરોબરીના બીજા છોકરાઓ સાથે દોડાવતા. ગોફણ ફેંકાવતા. તીરકામઠાથી શિકાર કરાવતા. વળી ઘોડા પૂરપાટમાં દોડતો હોય, તે પર બેસીને બીનચુક નિશાન તાકીને ભાલો મારતાં શીખવતા. ટાઢ તડકાની સખ્તાઇ તેમને ખમવી પડતી. લાંબી મજલો કરવી પડતી. રાત્રે મેદાનમાં સૂવું પડતું. એ દિવસે એક ટંક ખાવાનું મળતું. ને તેથી સંતોષ માનવો પડતો.

અને કોઇ કોઇવાર દેશના જંગલની ઉપજ વડે નિર્વાહ કરવો પડતો. આ સિવાય જરૂર પડતા કામ ધંધા પણ તેઓ કરતા. જેવા કે ખેતીવાડી, લડાઇ કે શિકારનાં હથિયારો બનાવવાં વગેરે. આવી તાલીમ વડે કદ્દાવર અને મજબુત બાંધાની અડગ પ્રજા ઉત્પન્ન થતી. એ તનની કેળવણીનો પ્રભાવ હતો.

(૩) ઘણા જુના સમયમાં સ્પાર્ટાના લોકો શારીરિક કેળવણીને ઘણીજ મહત્વની ગણતા હતા. નાનપણથી બાળકોને શારીરિક કેળવણી આપવાની રાજ્ય તરફથી ગોઠવણ હતી. તેઓની શારીરિક કેળવણીની પદ્ધતિ અલબત્ત સખ્તાઇ ભરેલી હતી. સ્પાર્ટન યોદ્ધો નબળા મનનો અને કાયર થવા ન પામે, તેને માટે છેક નાનાં બાળકને પહાડની ટેકરી ઉપરથી લીસા ઢોળાણમાં ગબડાવવામાં આવતાં. આ પ્રયોગ કરવામાં બાળકોને મારી નાખવાનો ઉદ્દેશ ન હતો. પરંતુ તેમાં દૃઢ મનવાળાં અને બીકણ મનવાળાં બાળકોની કસોટી થતી. જેઓ દૃઢ મનવાળાં હોય, તેઓજ બચવા પામતાં. બીકણ મનનાં બાળકો ગબડવાથી ઉત્પન્ન થયેલ ધાસ્તીમાંજ અરધે રસ્તે મરણ પામતાં. સ્પાર્ટન લોકો એવાં બીકણ મનવાળાં બાળકોને જીવતાં જોવાને ખુશી પણ ન હતા. નીચે આવેલાં પૈકી જે જીવતાં હોય, તેઓને પણ બીજી ઘણી સખ્ત કસોટીમાંથી પસાર થવું પડતું. શરદીની ઋતુમાં બાળ-

કને કલાકના કલાક સુધી ખુલ્લા શરીરે પહાડ ઉપર મૂકી દેવામાં આવતું. અને એ રીતે કુદરતી ઋતુમાનની સામે બચપણથીજ તેને નીડર બનાવવામાં આવતું. તેઓ જેમ જેમ મોટા થતા જાય, તેમ તેમ તેમને શારીરિક પરિશ્રમ ઘણો કરવો પડતો. અને નક્કી કરેલા અમુક ખોરાક ઉપરજ રહેવું પડતું. આથી તેઓ બચપણથીજ ઘણા દૃઢ મનવાળા અને મુશ્કેલીની સામે બાથ ભીડવાને હંમેશાં તૈયાર રહેતા. તેમની ધીરજ અને સહનશક્તિ એટલી બધી કેળવાતી હતી, કે દુઃખ અને મુશ્કેલીઓની સામે નીડરપણે તેઓ પહાડની પેઠે અડગ રહેતા. ખરેખરૂં કહીએ, તો સ્પાર્ટાના રાજ્યની મજબુતીનો આધાર આવા પ્રકારની શારીરિક કેળવણી ઉપરજ હતો. તેથીજ એક સમયે સ્પાર્ટાનું રાજ્ય ઉચ્ચ અને સર્વોપરી થઈ શક્યું હતું; અને ઈરાન જેવા મોટા રાજ્ય તરફથી આવેલા હુમલા સામે તેઓ ટક્કર ઝીલી શક્યા હતા. તેનું કારણ પણ તેઓનું શારીરિક બળજ હતું. આવા પ્રકારની શારીરિક કેળવણીની વ્યવસ્થા સચવાઈ શકી નહિ ત્યારેજ સ્પાર્ટનોની પડતી થઈ.

એ પ્રમાણે પ્રાચીન કાળની શારીરિક કેળવણીની સખ્તાઈ ભરેલી રીતો આજના જમાનાને અનુકુળ નહિ આવે એમ જણાય છે. છતાં પણ ચાલુ જમાનાને અનુસરીને બાળકોને આ અવસ્થામાં બહુજ નાજુક ન બનાવતાં, નાચણું

કૂદવું, દોડવું અને સોબતીઓમાં છુટથી રમવુ, ઘરમાં બાળકને લાયકનાં કામો કરવા દેવાં જેથી ઘર કામમાં અને રમત ગમતમાં આપોઆપ સ્નાયુ કેળવાઇ મજબુત થાય છે. બાળક જેમ જેમ ઉંમરે મોટું થતું જાય, તેમ તેમ તેના શરીરને કસવા માટે તેના લાયકની રમતો કસરત અને અખાડાનો ઉપયોગ કરાવવો. હિંદુસ્તાનમાં પંજાબ અને ઉત્તર હિંદમાં તથા દક્ષિણ ભાગમાં અંગબળ માટે અખાડા (તાલીમખાના)નો ઉપયોગ વધારે છૂટથી લેવાય છે. વર્તમાન સમયમાં જાપાનીશો હુન્નર ઉદ્યોગમાં પ્રવીણ અને બળવાન લડવૈયા થઈ દુનિયામાં પંકાયા છે. તેનું કારણ પણ શારીરક કેળવણીનો પ્રભાવ છે.

**મનની કેળવણી**—ઇંદ્રિયોની ખીલવણીથી માનસિક શક્તિઓ ખીલી મન કેળવાય છે. કારણ કે મનની સાથે આ પાંચે ઇંદ્રિયોનો સંબંધ રહેલો છે અને જેમ જેમ મન કેળવાય છે, તેમ તેમ બુદ્ધિબળ વધે છે. અનેક તર્ક વિતર્ક અને શંકાઓ કરતાં તે શીખે છે. વળી જેમ જેમ તેને જ્ઞાન મળતું જાય છે. તેમ તેમ તેનું મન દ્દઢ થતું જાય છે. અને સારાસારનો વિચાર બુદ્ધિપૂર્વક કરી શકે છે. માટે બાળપણથીજ ઇંદ્રિયોની શક્તિ ખીલવવાની જરૂર છે. ઇંદ્રિયો પાંચ છે, આંખ, કાન, નાક, જીભ અને ચામડી.

આંખથી જોવાની, કાનથી સાંભળવાની, નાકથી સુંઘવાની, જીભથી ચાખવાની કે સ્વાદની અને ચામડીથી સ્પર્શ કરવાની શક્તિઓ ખીલે છે.

ઈટાલીયન બાઇ ડોકટર મોન્ટીસોરીએ એ ઇંદ્રિયોની ખીલવણી વિષે લંબાણથી કેટલીક બાબતો પોતાના પુસ્તકમાં લખી છે. પણ આ દેશમાં વગર ખર્ચે હંમેશને માટે મળી શકે, તેવાં સાધનો વડે ઇંદ્રિયોનો વિકાસ ઘણી સારી રીતે કરી શકાય તેમ છે. આ પાંચ ઇંદ્રિયો ખીલવવાનો કોઈ અમુક ક્રમ નથી-પણ દરેક ઇંદ્રિયની ખીલવણી એક બીજાની સાથે જોડાયલી છે. જેમકે:-નાકની ખીલવણીને માટે ગુલાબનું ફુલ બાળકના હાથમાં આપ્યું હોય, તો તેના રંગના જ્ઞાનથી આંખ કેળવાશે, તેની પાંખડીઓની કોમળતાથી ચામડી કેળવાશે.

આંખ કેળવવા માટે કોઇ પણ ચીજ જોઇને નાની મોટી, જાડી પાતળી, ઉંચી નીચી, લાંબી ટુંકી, તેમજ સીધી લીટી, વાંકી લીટી, ગોળ, અર્ધગોળ, ચોરસ, લંબચોરસ, વગેરે સ્થિતિ અને આકારની સમજ મળી શકે તેવાં સાધનો આપવાં. તેમજ રાતો, પીળો અને વાદળી. એ ત્રણ મૂળ રંગો તથા નારંગી, લીલો, જાંબુડો, ગુલાબી વગેરે મિશ્ર રંગોવાળી વસ્તુઓ બાળકની પાસે રમત ગમતની વેળાએ, કે પહેરવાનાં કપડામાં હાજર રાખવી. વળી એકાદ નાની

વાટકું અથવા ગંજીપાનું એક પાનું બાળકને સાદી ઝડપે દેખાડી, પછવાડે છુપાવી દઈ કઇ વસ્તુ હતી? કયું પાનું હતું? તે પૂછવું. આ રીતે આંખ વધારે ચપળ બનશે.

કર્ણેન્દ્રિય ખીલવવા માટે ટમલર કાંસીઆ કે એવાજ જુદા જુદા અવાજના નાનાં ચાર પાંચ વાસણો બાળકની સામે ગોઠવી આપણા હાથમાંની પેનસીલ કે નાની લાકડી વડે દરેક વસ્તુઓનો અવાજ કરવો. અને તે ધ્યાનપૂર્વક બાળકને સંભળાવવો. એ પ્રમાણે દરેક વસ્તુ અને તેનો તફાવતવાળો અવાજ નજરે જોવા સાથે સાંભળવા પછી બાળકને તે ચીજો તરફ પીઠ ફેરવવા કહો. અને પછી અવાજ કરી વસ્તુ પારખતાં શીખવો. એમ ચાલુ મહાવરાથી તેની કર્ણેન્દ્રિય તેજ થશે. વળી પ્રાણીઓના અવાજ ઉપરથી તેને પારખતાં પણ શીખવવું.

નાકઃ—જુદીજુદી જાતનાં ફૂલો જેવાંકે, ગુલાબ, મોગરા ચંબેલી, જુઈ વગેરે જાણીતા, અને ઘણો વખત બાળકના જોવામાં આવતાં હોય, તેવાં ફૂલોની વાસ, જાણીતા સેન્ટ, ઘી, તેલ અને એવી બીજી વાસવાળી ચીજો સુંઘવાની ચાલુ ટેવથી માત્ર વાસ ઉપરથી તે વસ્તુઓ પારખી શકશે. પણ ધ્યાનમાં રાખવું, કે બહુ જલદ વાસવાળી કે નુકસાન કારક ઝેરી ચીજનો વાસ લેવડાવવો નહિ. વળી ગમે તે વસ્તુ

લક્ષને બાળકને ચુંથવાની કુટેવ ન પડે તેની પણ સંભાળ રાખવાની જરૂર છે.

દા:—રસેંદ્રિય ખીલવવા માટે ખારૂં, ખાટું, તીખું ફીકું, મીઠું, કડવું, એવી જુદી જુદી સ્વાદવાળી આપણે પસંદ કરેલી વસ્તુઓના અનુભવ કરાવ્યા પછી આંખ બંધ કરાવી માત્ર સ્વાદ ઉપરથીજ તે વસ્તુઓ પારખતાં શીખવવું.

આંગળી વડે સ્પર્શ કરવાથી ખરબચડું, લીસું, નરમ, ટાઢું વગેરે સ્થિતિવાળી વસ્તુઓને આંખ બંધ કરી પારખતાં શીખવવું. જેથી બાળકની સ્પર્શેન્દ્રિય સતેજ બને છે. એ રીતે પાંચ ઇંદ્રિયો ખીલવવા સાથે બાળકનું મન પણ કેળવાશે. કારણ કે ઇંદ્રિયોનો સંબંધ જ્ઞાનતંતુઓ સાથે છે— અને જ્ઞાનતંતુઓનો સબંધ મનની સાથે જોડાએલો છે. મગજમાં બુદ્ધિનાં તંતુઓ હોવાથી બાળકોની ઇંદ્રિયોની ખીલવણીથી તેઓનો બુદ્ધિવિકાસ થાય છે.

ધર્મ અને નીતિની કેળવણી એ એક એક સાથે નિકટનો સંબંધ ધરાવે છે. જેને ધર્મમાં પૂરતી શ્રદ્ધા હોતી નથી તેજ નીતિ ચુકે છે. અને અનીતિનાં કામો કરે છે. નાનાં બાળકોને તેઓ બોલતાં અને જરા સમજતાં શીખે ત્યારથીજ ઇશ્વરનું ભાન કરાવવાની જરૂર છે. સૂરજ અને ચાંદો કોણે બનાવ્યા ? વરસાદ કોણ વરસાવે છે ? રાતના

આપણી સંભાળ કોણ રાખે છે? ઝાડ પાન કોણ બનાવે છે? વગેરે સવાલો વડે બાળકોનાં નાનાં જીગરમાં ઇશ્વરી નાનો ખ્યાલ મક્કમ રીતે આપવો જરૂરનો છે. ઘરમાં ચાલુ પ્રાર્થના કે બંદગી થતાં હોય, તે વગર સમજે પણ બાળકને બોલવા કે ભણવા દેવી. ઈશ્વર સ્તુતિની નાની નાની કવિતાઓ મોઢે કરાવવી. સવારમાં ઉઠતાં, ભોજન કરતાં, તેમજ રાત્રે સુતાં ઇશ્વરને યાદ કરવો. બાળકને માટે એજ ધર્મની કેળવણીની શરૂઆત છે.

નીતિનું મૂખ્ય અંગ સત્ય છે. તે પાળવા માટે વારંવાર બાળકના મન પર ઠસાવવું. દંતકથાઓ તથા વીરપુરૂષોના દૃષ્ટાંત વડે નીતિનું શિક્ષણ પણ આપી શકાય છે. માબાપના હુકમમાં રહેવું, નાનાં ભાઈ બહેનો તરફ પ્યાર રાખવો, કોઇ બહારનું આપણે ઘેર આવે તેમને માન આપી બેસાડવું, જાણે અજાણે ભૂલ થઇ હોય, તો છુપાવવી નહિ. કોઈની કાંઇપણ ચીજ તેના પૂછ્યા સિવાય લેવી નહિ. અપશબ્દ બોલવા નહિ. તેમજ કોઇની મશ્કરી ન કરવી. એવું ઉંચું વર્તન રાખવાની આદત કેળવવા તરફ માબાપે ખાસ ધ્યાન આપવું. એ રીતે બાળક તરફ શરૂઆતથીજ પૂરતી સંભાળ રાખવામાં આવે, તો તેઓ સારી સમજવાળાં થવા ઉપરાંત ધર્મિષ્ઠ અને નીતિવાન નીવડે એમાં શક નથી.

---

# પ્રકરણુ ૫ મું.

## સદ્દગુણોની ખીલવણી.

**વ્યવસ્થા**—આ ગુણુ ખીલવવા માટે શરૂઆતથીજ બાળકો પાસે નાનાં નાનાં કામો કરાવવાની આદત પાડવી જોઈએ. જો નાનપણુથીજ એવી ટેવ કેળવવામાં આવે, તો મોટપણે સઘળાં કામો વ્યવસ્થા સાથે કરી શકે. એટલુંજ નહિ પણુ કંઇપણુ અવ્યવસ્થિત કામ તેના જોવામાં આવતાં તેને બિલકુલ નહિ ચલાવી લેવાની મજબુત વલણુ સદાને માટે સ્થિર થઈ જશે. આ ટેવ બાળકના ચારિત્ર્યમાં એક ઉમદા ગુણુ તરીકે ઉપયોગી છે. અને તેથી મોટી ઉંમરે પોતાના ગૃહસંસારમાં વ્યવસ્થા જાળવવા ઉપરાંત ધંધા રોજગારમાં પણુ બાહોશ અને વ્યવસ્થિત માણુસ નીવડશે.

વ્યવસ્થાની ટેવ કેળવવાની શરૂઆત બાળક કંઇક સમજવાળું થાય, એટલે કે ત્રણુથી ચાર વર્ષની વયનું થાય ત્યારથી કરી શકાય. પ્રથમ તો તેઓને રમવાનાં રમકડાં આપવામાં આવતાં હોય, તે હંમેશાં વ્યવસ્થાપૂર્વક ચોકસ જગાએ રાખેલાં હોવાં જોઇએ. અને ત્યાંથી રમતના વખતે બાળકને પોતાની ઇચ્છા પ્રમાણેના રમકડાં રમવા માટે લેવા

કહેવું અને જ્યારે તેઓ રમતથી ફારેક થાય, ત્યારે પાછાં તે રમકડાં જે જગ્યાએ હતાં, ત્યાંજ અને તેવી રીતે ગોઠવવા કહેવું. કદાચ પ્રથમની સ્થિતિ તેમના ધ્યાનમાં ન રહી હોય, તો પાસે રહીને બતાવવું. પણ તેમના હાથેજ ગોઠવાવવાં. તે પછી એવીજ નાની નાની વસ્તુઓ જે બાળકના વપરાશમાં આવતી હોય, જેવી કે તેમને પહેરવાની ટોપી, બુટ વગેરે પણ અમુક જગાએ મુકવાની આદત પડાવવી. વસ્તુઓ ઉંચી મૂકવાનાં સાધનો જેવાંકે—ઓછી ઉંચાણવાળી અભેરાઈઓ, ખીંટીઓ, અને નાનાં કબાટની બાળકોને ખાસ સગવડ કરી આપવી.

તેમ કરતાં જ્યારે બાળક નિશાળે જતું થાય, ત્યારે ચોપડીઓ સ્લેટ, પોતાનાં કપડાં અને રમવાના બોલ વગેરે પણ ચોકસ જગ્યાએજ વ્યવસ્થામાં મૂકાવવાનું ચાલુ રાખવાનું પૂરતું ધ્યાન માબાપોએ રાખવાનું છે. ઘણી વખતે એવું પણ બને છે, કે બાળક સ્કુલથી આવતાંનેવાર પાડોશના તેના સોબતીઓને રમતમાં મશગુલ જોઈ, પોતે એકદમ દોડી જાય છે. અને ગમે તેમ અવ્યવસ્થિત રીતે સ્લેટ ચોપડી ફેંકી દઇ તુરત રમવા દોડી જાય છે. તેવા સંજોગોમાં તેમને તેમ કરતાં અટકાવવા માટે ધીમે સાદે કંઇક કામ હોય તેવી રીતે પાછાં બોલાવી કહેવું કે રમવા જતાં પહેલાં તમારી વસ્તુઓ

તેને મૂખ્ય ઠેકાણે સારી રીતે ગોઠવીને પછી રમવા જાઓ. આ પ્રમાણે ચાલુ ટેવ રહેવા પછી જ્યારે છોકરાં મોટી ઉંમરે પુગતાં ઘણી ચીજો પણ તેના હાથેજ વ્યવસ્થા પ્રમાણે મુકાવવાનો અભ્યાસ રખાવવો. પોતાનું લેસન તૈયાર કરી લીધા પછી જો બીજી જગાએથી ખુરસી ઉચકી હોય, અથવા અમુક ટેબલપર પડેલી ચીજો આજુબાજુ મૂકી હોય, તો લેસન કરી રહ્યા પછી તેજ ટેબલપર ફરીને અસલની સ્થિતિમાં તે ચીજો ગોઠવવી જોઇએ. એવી રીતે બાળકોને મહાવરો પડાવવો. આગળ જતાં એ પણ ધ્યાનમાં રખાવવું જોઇએ, કે ઘરની કોઇપણ ચીજો અવ્યવસ્થિત રીતે પડી હોય, તો તેને અસલ ઠેકાણે પાછી રાખવી જોઇએ.

આ પ્રમાણે વ્યવસ્થાની ટેવ જાણુકના અભ્યાસથી સચોટ થશે, અને તે મોટપણે એક ઉત્તમ ગુણ તરીકે દીપી નીકળશે. પણ ઉપર કહ્યું તેમ બાળકને એવી આદતો કેળવવા પહેલાં ઘરમાં મોટાંઓએ જાતી દાખલો બેસાડવા માટે પોતે પણ પ્રથમથીજ વ્યવસ્થિતપણું જાળવવાની ઘણીજ અગત્ય વિચારવી જોઈએ. મોટાંઓ ગમે તેમ અવ્યવસ્થિત રહે, ને બાળકોને વ્યવસ્થાની આદત કેળવવા પ્રયત્ન કરે, તો તેથી સારાં પરિણામની આશા રાખી શકાયજ નહિ.

## નિયમિતપણું.

વ્યવસ્થાની સાથે નિકટનો સંબંધ ધરાવનાર નિયમિતપણું છે. નાનાં બાળકને અને મોટાં માણસોને દરેકને નિયમિતપણાનો ગુણ ઘણોજ ઉપયોગી છે. નિયમિતપણા સિવાય દુનિયાના વ્યવહાર કે ગૃહ વ્યવસ્થા લુખી અને કંટાળાભરેલી જણાય છે. એટલું નહિ, પણ એ ગુણની ગેરહાજરીથી થોડું ઘણું ખમવું પડે છે. વળી કોઈ વખતે તો એથી મોટા નુકશાનમાં પણ આવી જવાય છે. તેવે વખતે પોતાના અનિયમિતપણાને માટે ઘણો પસ્તાવો થાય છે. નિયમિતપણાનો ગુણ માણસને પોતાની જાત ઉપર કાબુ રાખવાનું શીખવે છે. એટલે મનને કબજામાં લેવું પડે છે. આળસને તજવું પડે છે. કોઈ વખતે મોજશોખ પણ છોડી દેવો પડે છે. પોતાના વખતની કિંમત આંકવી, બોલેલું પાળવું અથવા આપેલા વચનનો ભંગ થવા ન દેવો, એ નિયમિતપણામાં રહેલા ગુણોનું રહસ્ય છે. તે ઉપરાંત નિયમિતપણે વર્તવાથી માણસની તન્દુરસ્તી ઘણી સારી રહે છે. નિયમિતપણાની શરૂઆત બચપણથીજ થવી જોઈએ. નાની ઉમ્મરમાં બાળકને અનિયમિતપણે વર્તવા દઈ "કંઈ નહિ બચ્ચું છે" એમ ચલાવી લેવાથી મોટપણે તેવી કુટેવને ઉખેડતાં ઘણું મુશ્કેલ થઈ પડે છે. શરૂઆતથીજ અમુક વખતે સુવાડવું, અમુક વખતેજ ફરવા

લઈ જવું, એમ નાનપણથીજ શરૂ કર્યા પછી જેમ જેમ લાયક ઉંમરે મોટું થતું જાય છે, તેમ તેમ નિયમિતપણાની ટેવ દ્દઢ થતી જાય છે. નિશાળમાં શીખવા જતાં બાળકને આખા દિવસનું ટાઈમ ટેબલ કરી આપવું. અને તે પ્રમાણે વર્તવાની ફરજ પાડવી. આવી ચાલુ આદતથી બાળકના મનની શક્તિઓ એટલી હદ સુધી કેળવાશે, કે ટાઈમ જોયા સિવાય કે કોઇના બોલાવ્યા સિવાય બરાબર વખતસર જાગી ઉઠશે. નાસ્તાનો ટાઈમ થતાં તેજ વખતે જઠરાગ્નિ પોતાના ખોરાક માટે તત્પર રહેશે. અભ્યાસનો વખત થતાં તેનું મન અભ્યાસમાં રોકાશે. અને એવી રીતે સર્વ ક્રમો ધ્યાનપૂર્વક થશે. બનતા સુધી બાળકોને રાતના વહેલાં સુવાડવાં, ને વહેલાં ઉઠાડવાં. કવિ દલપતરામે કહ્યું છે કેઃ—

> રાતે વહેલા જે સુઇ, વહેલા ઉઠે વીર;
> બળ, બુદ્ધિ, બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

હાલમાં ઘણું ઘેરમાંથી ફરિયાદો સાંભળવામાં આવે છે, કે "અમારાં છોકરાં ઘણી બુમો માર્યા છતાં વહેલાં ઉઠતાં નથી; ને જબરીથી ઉઠાડતાં ઘણુંજ તોફાન મચાવે છે. તેને ઉઠાડવામાં અને મોઢું ધોવરાવવામાં એક કલાક કરતાં પણ વધારે વખત ચાલી જાય છે. અને પછી નાસ્તો

ખાય, કપડાં પહેરે, ત્યાં સ્કૂલનો વખત થઈ જાય છે. તેથી સવારના જરાપણ લેસન થઈ શકતું નથી." આ ફરિયાદ નાબુદ કરવાનો ઉપર કહ્યો તે એકજ ઉપાય છે કે બચપણથીજ તેઓને વહેલા સુવાડવાં. કે જેથી વહેલાં ઉઠવાની ટેવ આપોઆપ પડશે. આમ દરેક બાબતમાં નિયમિતતા કેળવવી.

ભાઈ બહેનો તરફ સદાનો સાચો પ્રેમ અને સમાનતાની જરૂર એટલા માટે છે કે, મોટપણે પણ ભાઈ ભાંડુઓમાં અખંડ પ્રેમ જળવાઈ રહે. અને કુટુંબ કલેશથી દૂર રહે. 'સમાનતા' એ પ્રેમને દઢ કરનાર વસ્તુ છે. જ્યાં સમાનતા છે, ત્યાંજ સાચો પ્રેમ છે. અને જ્યાં પ્રેમ છે ત્યાંજ સંપ છે. ઘરમાં બાળકો સાથે માબાપનું વર્તન સમાનતા દેખાડનારૂં હોવું જોઇએ. બાળકને એવો ખ્યાલ કોઇ પણ રીતે ન આવે, કે મોટાભાઈ કરતાં મારાપર બાવાજીની વધારે પ્રીતિ છે; અથવા બેહેન એમ ન ધારે કે, મારા કરતાં ભાઇ ઉપર માતાપિતાનો વધારે પ્રેમ છે. જવલ્લેજ એવાં માબાપો હશે, કે જેઓ પોતાનાં વહાલાં-ફરજંદો તરફ ઓછો વત્તો પ્રેમ દેખાડતાં હોય! અપવાદરૂપે કોઇજ વખતે કોઇનું અનાડી ફરજંદ હોય, અને માબાપની ઘણી કાળજી છતાં અણધાર્યા સંજોગોથી તેને સુધારવામાં માબાપને મળેલી નિરાશાથી તેના તરફ ઓછી ભાવના હોય. એ બનવા જોગ છે. પણ કોઈ વખતે માબાપની ભલી નેમ

છતાં અજાણપણે બાળકોમાં આપસમાં દ્વેષબુદ્ધિ, અને કુસંપનો આભાસ શરૂ થાય છે.

માબાપ પોતાનાં બાળકો માટે પ્રસંગોપાત બહારથી ખાવાનું લાવે છે. અને તેઓ એવી કલ્પના કરે છે, કે દરેક છોકરાંઓ માટે દુકાનેથીજ જૂદું જૂદું પડીકું બંધાવવાથી આપસમાં લડતાં અટકશે. જો વહેંચી આપવાનું આપણા માથે રાખીશું, તો છોકરાંઓ ઓછું અદકું કરી સતાવશે. વળી કોઈ એવી પણ યુક્તિ કરે છે, કે દરેક છોકરાંઓને એક એકથી છાની રીતે પડીકું આપે છે. અને કહે છે કે 'ભાઈને ના કહેતો. જા ચુપચુપ ખાઈ જા'. એમ દરેકને કહેતાં બાળક સમજે છે, કે બીજાં ભાઈ બહેન કરતાં મારા તરફ મા કે બાપનો પ્યાર વધારે છે. ને તેથી બીજાં ભાંડુઓ તરફ અમુક અંશે જુદાપણાનાં બીજ રોપાય છે. અને આગળ જતાં એવીજ બીજી અજાણપણે થયેલી ભૂલોથી તેઓમાં કુસંપ ઉત્પન્ન થાય છે. તેથી બનતા સુધી સમાનતા અને વિવેકબુદ્ધિની છાપ, બાળકના મનમાં પાડવાની તજવીજ કરવાની જરૂર છે. બાળકો માટે આણેલું ખાવાનું એક વાસણમાં સામટું રાખી બધાં બાળકોને એકઠાં કરી, તેમાંથી જે સૌથી મોટું હોય, તેના હાથે બધાના સરખા ભાગ કરાવવા. પહેલાં સૌથી નાનાં બાળકને પોતાનો ભાગ

લેવા દેવો. એમ કરતાં સૌથી મોટું છોકરું છેવટે ભાગ લેશે. આપણે આવે પ્રસંગે સમજાવવાની ખાસ જરૂર છે, કે નાનાંઓનો ભાગ પહેલો આપવો જોઇએ. તેઓમાં આ વિવેક સમજાયો હશે, તો તેઓ જરૂર સંતોષી અને સંપીલાં રહેશે. વળી મોટું છોકરૂં કાંઇ પણ ખાવાનું બહારથી લાવેલ હોય, તો પણ નાનાઓને આપ્યા પછીજ પોતે ખાવું. એ નીતિ પણ શીખવવાની જરૂર છે. જો તમારાં કોઇ છોકરાંને તેની વરસગાંઠને દિવસે, અથવા તો પરીક્ષામાં પાસ થવા માટે કે સારી રીતભાત ચલાવવા માટે કંઇ ચીજ કે રમકડું બક્ષીસ આપવા ધારતા હો, તો ઘરનાં બધાં છોકરાંની નાની સરખી સભા ભરીને તેઓ સમક્ષ તેને તે ભેટ આપવી. અને બીજાં છોકરાંઓને સમજાવવું, કે તમો પણ પરીક્ષામાં પાસ થશો, અથવા વરસગાંઠ આવશે, ત્યારે તમને પણ આવીજ બક્ષીસ મળશે. આ રીતથી બાળકોમાં સંતોષની લાગણી રહેશે. અને મોટાં તરફનું માન ઉત્પન્ન થશે.

ધીરજ:—વ્યવસ્થા અને નિયમિતપણાના ગુણને શોભાવનાર ધીરજનોજ ગુણ છે. જો માણસમાં ધીરજનો ગુણ ન હોય, તો અધીરાઇથી તેનાં લગભગ બધાં કામો અપૂર્ણ થાય છે. ને તેથી બાળક, વૃદ્ધ સહુને ઘણું ખમવું પડે છે. કહેવત છે કે:—

(૧) ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.

## (૨) ધીરાં કામ સાહેબનાં.

એટલે ધીરજથી સઘળાં કામ ડાવકાં થાય છે. એટલુંજ નહિ, પણ ધીરજનો ગુણ ધરાવનાર માણસ શાન્ત વૃત્તિનો હોવાથી તેની શરીરિક સંપત્તિ (તંદુરસ્તી) સારી રહે છે. બાળકને ધીરજવાળાં થવાને માટે મોઢેથી વાતો સમજાવવા કરતાં ઘરમાં મોટાંઓનું જાણુકનું તેવું વર્તન નજરે જોવાથી ઘણી સારી અસર થાય છે. તમો જ્યારે બહારથી કંઈ ખાવાનું લાવો, ત્યારે બાળકો ખાવાની વસ્તુ જોઈ, અતિશય હરખાઈ જઈ અધીરાં બની જાય છે. તેવે વખતે તેઓનો હિસ્સો તરતજ નહિ આપતાં જરા થોભવા દેજો. અને કારણમાં જણાવવું, કે થોડીવાર સબુર કરો. હું કપડાં બદલાવું. બુટ કાઢું. હાથ મોઢું ધોઉં. પછી સહુને પોતાનો ભાગ મળશે. તેજ પ્રમાણે જમવાના વખતે પણ નિયમ પ્રમાણે હાથ મોઢું ધોઈ, પ્રભુ પ્રાર્થના કરી, બધાં સાથે જમવા બેસે. અને બધું બરાબર પીરસાઈ જાય, તથા મોટાંઓ નાનાંઓને જમવાની આજ્ઞા આપે, ત્યારેજ જમવાનું શરૂ કરવું. અને આસ્તેથી ખાવું. નાની નાની બાબતોની આવી સંભાળ ભરી ટેવ ખીલવવાથી ધીરજનો ગુણ દૃઢ થાય છે. વળી લગ્ન વગેરેમાં જવા માટે, અથવા સપરમે દિવસે બહાર જવા માટે છોકરાંઓને તૈયાર કરવામાં આવે, ત્યારે માબાપોએજ શાંતિ જાળવવી. કોઈ પણ જાતની ધાંધલ ધરપચ સિવાય

તેઓને તૈયાર કરવાં. અને પોતે પણ શાંત રીતે તૈયાર થવું ઘણી ઉતાવળ કરવાથી બાળક અધીરૂં બનશે. તે સમજશે, કે વખતે હું પાછળ રહી જઇશ. ને બધાં ચાલ્યાં જશે. લગ્નની ધામધૂમની સહુરાગત ભરી વાતો બાળકના સાંભળવામાં આવે, તોપણ તે અધીરૂં બને છે. બાળકના હાથે બની શકે તેવાં ઘરનાં વ્યવહારિક કામો પણ ધીમે ધીમે તેઓની પાસે કરાવવાની આદત રાખવી. મોઢું ધોવું, દાંત સાફ કરાવવા, કપડાં પહેરવાં, બુટની લેશ બાંધવી વગેરે. બાળક કદી ઘરમાં પોતાને માટે ચા, નાસ્તો લાવતું હોય, તો તે પણ સાધારણ ચાલથી સંભાળીને લાવતાં શીખવવું. કાચની કે એવી બીજી નાની વસ્તુઓ ધીરેથી તેની જગ્યાએ ગોઠવવી. એક રૂમમાંથી બીજા રૂમમાં જતાં પણ સાધારણ ચાલથી જવા કહેવું. દોડવાની કે ખોટી ઉતાવળ કરવાની ટેવ પડવા દેવી નહિ. વળી બાળકો પાસે નાનાં નાનાં જે જે કામો કરાવો, તે પણ ચોકસ રીતે પૂરેપૂરાં ખરાં થાય નહિ, ત્યાં સુધી તેમનીજ પાસે ફરી ફરીને કરાવવાં. કદાચ તેમ કરતાં બાળકને કંટાળો આવે, તો તેને ધીરજથી ફરી કરવા કહેવું, અને હિમ્મત આપવી. કદાચ થોડી મદદની જરૂર જણાય તો તેમ પણ કરવું. એ પ્રમાણે જ્યારે બાળક કે મોટું છોકરૂં દરેક કામ સારી રીતે ચોકસાઇથી કરશે. ત્યારે તેનામાં આપોઆપ ધીરજનો ગુણુ ખીલી નીકળશે.

**સ્વચ્છતા:**—કે સુઘડતાનો સદ્‌ગુણ એ માણસ જાતની જીંદગીના તબક્કામાં સૌથી મોટો ભાગ ભજવે છે. સ્વચ્છતા વગર તન્દુરસ્તી નથી અને તન્દુરસ્તી વગર પૈસા, વૈભવ, અને જીવતર રદ ગણાય છે. માટેજ સ્વચ્છ રહેવાની સૌથી વધારે અગત્ય છે. નાનપણથી કદી સ્વચ્છતાનો નિયમ પાળ-વામાં બેદરકારી રહે, તો મોટપણે કેટલીક બાબતો સુધારી શકાય. પણ જે અગત્યની બાબતો શરીર સાથે નિકટના સંબંધમાં છે, તે તરફ બચપણથીજ બેદરકારી રહે, તો શરીરનો બાંધો નબળો થાય છે, અને તેની માનસિક શકિત પણ જોઈએ તેવી પ્રફુલ્લિત થતી નથી. મોટી ઉમ્મરનાં માણસો જેઓને હંમેશાં ચોળીને નાહવાની આદત છે, તેઓથી જો એક દિવસજ નાહવાનું બનતું નથી, તો તેઓનાં મન કેવાં સુસ્ત રહે છે? જ્યારે હમેશાં નાહવાથી મનને કેટલી તાજગી મળે છે! એ દરેક જણ સહેલાઈથી સમજી શકશે. સુઘડતાના નિયમો, અને તેથી થતા ફાયદા લગભગ દરેક માબાપ સારી રીતે સમજે છે. છતાં કંઈક બેદરકારી કે આળસાઈથી અથવા તો બાળકની ધાંધલ કે બુમ બરા-ડાના કંટાળાથી તેને નિયમસર નહિ નવડાવતાં જ્યારે તેનું શરીર બહુ વાસ મારે, ત્યારેજ નવડાવવાની તસ્દી લે છે. નવડાવવા વખતે હવા બિલકુલ ન આવે તેવી રીતે બારી બારણાં એકદમ બંધ કરી દેવાનું ઘણા માણસો પસંદ કરે

છે; કારણ કે નાહીને બહાર નીકળ્યા પછી બહારની હવા બાળકના શરીરપર એકદમ લાગવાથી વખતે તે નુકસાન કરે છે. નાહવા વખતે હવાનો સપાટો શરીરપર લાગે તે નુકસાન કારક છે. પણ સાધારણ હવા નુકસાન કરતી નથી. તેમજ બાળક વખતો વખત કપડાં મેલાં કરી લાવશે. માટે મેલાં દેખાય નહિ તેવાં રંગનાં (ખાકી રંગ) પહેરવાનું વધારે પસંદ કરે છે. પણ એ રંગના પડદા હેઠળ કેટલો મેલ ભરાએલો રહે છે. તે આપણે ખાસ સંભાળવાની જરૂર છે.

આરોગ્યના સાધારણ નિયમોથી હાલના જમાનામાં લગભગ દુનિયાના બધા ભાગના લોકો જાણીતા છે. પણ તેને અમલમાં લાવવાનું આળસ મોટાઓ છોડી દે, તો ઉછરતી ઓલાદ પણ તેની નકલ કરવા સિવાય રહેશે નહિ. જે રીતે આપણે આપણા બાળકોની તન્દુરસ્તીને ખાતર સ્વચ્છતાના નિયમો અમલમાં મૂકવાની કાળજી લઈશું, તેજ રીતે બાળકો પણ ભવિષ્યમાં માબાપ થતાં પોતાની ઓલાદ માટે કાળજી રાખતા થશે. નવડાવતી વખત કેટલાંક બાળક રડે છે અથવા કંટાળે છે. તેમ થવાનું કારણ શોધીશું, તો આપણને તરતજ મળી આવશે. કોઈ વખત સાબુથી માથું ચોળતાં સાબુનું પાણી આંખમાં લાગીને ચરચરે છે. તેમજ બાળકને મસળવું જોઈએ તેના કરતાં વધારે જોરથી આયા-

ઓના હાથે નાજુક બાળક ચમળાય છે. તે અને તેવાંજ બીજાં કારણોથી બાળક રડે, તે દેખીતુંજ છે. પણ નાના બાળકને આસ્તેથી મીઠી મીઠી વાતો પર ચડાવી, ફોસલાવી પટાવી, જરૂર પૂરતાં બળથી મસળવામાં આવે, અને કદી પણ આંખમાં સાબુનું પાણી ન જાય, તેવી કાળજીભરી સંભાળ રાખવામાં આવે, તો બાળક કદી પણ રડતું નથી. સમજતાં છોકરાંઓને નાહતી વખતે આંખ બંધ કરી દેવા કહીએ. માથાના વાળમાં મેલ રહે, તો તેમાં જુઓ પડે છે, એવી વાતો સમજાવીએ, તો બાળક નાહવા વખતે કદી પણ રડશે નહિ. બાળકોને માંદગી કે ઘણી શરદીવાળી હવા જેવાં ખાસ કારણો સિવાય દરરોજ નવડાવવાં. છોકરાંઓ, અને છોકરીઓના માથાના વાળ નિયમિત રીતે ધોઇને સાફ રાખવા. છોકરાંઓના નખ વધવા દેવા નહિ; કેમકે નખમાં મેલ ભરાઇ રહેવાથી તેમાં ઝેરી જંતુઓ પેદા થાય છે. અને હાથેથી ખોરાક વગેરે લેતાં પેટમાં જઇ અનેક રોગો રૂપે દેખાવ દેશે. બાળકના દાંત બરાબર સંભાળથી ઘસીને ધોવા અને ધોવરાવવાની આદત પાડવી; કે જેથી દાંત ઉપરનો થરો પેટમાં ખોરાકની હોજરીમાં ઉતરવા ન પામે. વળી દાંતના પાસામાં સડો લાગી પોચા પડે છે અને મોઢામાંથી ખરાબ વાસ આવે છે. એ સડો ધીમે ધીમે આગળ વધી દાંતના મૂળીઆં સુધી પહોંચે છે. તેથી દાંતમાં બહુ

દરદ થાય છે અને છેવટે એ દરદથી કંટાળીને દાંત ખેંચાવી કાઢવા પડે છે. આ રીતે દાંત છિન્ન ભિન્ન થતાં ખોરાક ચાવવા અને પચાવવા માટે કેટલી મુસીબત વેઠવી પડે છે, એ ઘણાઓની જાણ બહાર નહિ હોય. માટે સવારમાં ઉઠતાંજ તેમજ દરેક ભોજન લીધા પછી દાંતને બરાબર સાફ કરવાની ટાળજી રાખવાની ઘણી જરૂર છે.

બાળકોને પહેરાવવાનાં કપડાં સાદાં તેમજ સ્વચ્છ રાખવાં. ચાલુ પહેરાવવાનાં નાનાં કપડાં કે જે શરીરમાં ચામડીની સાથેજ અડકીને પહેરાતાં હોય તેવાં તો હંમેશાં બદલાવવાની જરૂર છે. અને એવાં કપડાં હાથેજ ઘરમાં ધોઇ લેવાય તો વધારે અનુકુળ થઇ પડે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે ઘેર ધોએલાં કપડાં પહેરતી વખતે તદ્દન ભેજ વગરનાં અને બરાબર સુકાએલાં હોવાં જોઇએ.

મેલાં વાસ મારતાં કપડાં બાળકને પહેરાવવાની ચાલુ ટેવથી તેની સુંઘવાની શક્તિ નબળી થઇ બહેર મારી જાય છે; અને તેથી ગલીચ જગ્યાએ ફરવાથી અથવા ગટરની દુર્ગંધ તરફ પણ તેને અણગમો થતો નથી. વળી એવી દુર્ગંધવાળી હવાનાં જંતુઓને મેલાં કપડાંમાં પોષણ મળવાનો સહેલાઇથી લાભ મળે છે. તેથી બાળકો અણધારી રીતે ન ધારેલા ચેપી રોગોથી તેમજ બીજા રોગોથી તરતજ પટકાઇ પડે છે. માટે આરોગ્યતા કે સુઘડાઇમાં સોથી

મોટું સુખ સમાએલું છે. દુનિયામાં ગણાતાં બધાં સુખોમાંનું પહેલું સુખ તે તન્દુરસ્તી છે. "પહેલું સુખ તે જાતે નર્યા" અને "એક તન્દુરસ્તી હજાર ન્યામત" એ કહેવતો પ્રમાણે પોતાનાં વહાલાં બાળકને ખરેખરૂં સુખી બનાવવાને સુઘડ રાખવું જોઇએ. જરથોસ્તી ધર્મનો પાયો અષોઇ છે; એ અષોઈ એટલે પવિત્રતા–સ્વચ્છતાને માટે બરાબર સંભાળ રાખવી. બાળક જેમ જેમ મોટું થતું જાય, તેમ તેમ તેને સ્વચ્છ રહેતાં શીખવવું, કે જેથી આ દુનિયામાં તન્દુરસ્ત રહી, લાંબી આવરદા ભોગવી પોતાની ફરજ કુટુંબને માટે, કોમને માટે અને દેશને માટે બરાબર અદા કરી શકે.

## સચ્ચાઇ.

મનુષ્ય ગમે તેટલા સદ્‌ગુણ ધરાવતું હોય, પરંતુ સચ્ચાઈના ગુણ વિના બીજા ગુણો દીપી નીકળતા નથી. સચ્ચાઈની ગેરહાજરીથી બાળક નાનપણમાં હાડમાર થાય છે. ને મોટપણે પણ તેની ઇજત મોભા વગરની ગણાય છે.

બાળક જેમ જેમ સમજણવાળું થતું જાય છે, તેમ તેમ તેની મનોવૃત્તિ અને અંતઃકરણમાં જીજ્ઞાસાવૃત્તિ વધતી જાય છે. તેની જીજ્ઞાસાવૃત્તિને તૃપ્ત કરવાને માટે જે કહેવું પડે, તે સત્ય કહેવું. અને બતાવવું પડે, તે સાચુંજ બતાવવું; કારણ કે તેથી બાળકના મન ઉપર સચ્ચાઈની

છાપ પડતી જશે. કોઇપણ રીતે બાળકના મનમાં જુઠાણાનો આભાસ પણ પેસવા દેવો ન જોઇએ. આવી રીતે જો ચાલુ સત્ય તેના અનુભવમાં, વ્યવહારમાં કે સાંભળવામાં આવશે, તો સાચનો ખ્યાલ તેના મગજપર બરાબર અને સચોટ પડી જશે.

કેટલીક વખતે બોલાએલા શબ્દો કે વાક્યોનો જુઠામાં સમાવેશ થાય છે. તેના મુખ્ય કરીને આ ઠેકાણે ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે.

(૧) ગુન્હો નાકબુલ કરવાને સારૂ ઇનકાર કરવો તે. જેમકે:—એક બાળકે ઘરમાં ગોળી ઉછાળતાં તે લેમ્પ સાથે અફળાવાથી લેમ્પ તુટી ગયો. પણ તેનો આ ગુન્હો કોઈ જાણવા પામ્યું નહિ. તેથી જ્યારે ઘરનાં સૌ માણસોને પૂછવામાં આવે, ત્યારે સજાની બીકથી બાળક પોતાનો ગુન્હો છુપાવશે. પણ જો તેનો હિમ્મત અને સચ્ચાઇનો ગુણ બરાબર ખીલતો હશે, તો તરત પોતાનો ગુન્હો કબુલ કરશે.

(૨) પોતે ગુન્હામાંથી છટકી જવા માટે તાલ તલાવટ કરીને ભાઇ ભાંડુઓ અથવા સોબતીઓ કે પાડોશીઓને ગળે ઓરવવાની તજવીજ કરી પોતે નિર્દોષ બનવું તે. જેમકે:—કાચનો ફુલાવરવોઝ એક જગાએથી ઉચકીને બીજી જગાએ મૂકતાં કાળજી નહિ રહેવાથી બાળકના

હાથે તે તુટી ગયો. તે વખતે તેનો નાનો ભાઈ બાજુમાં હાજર હતો. તેના પર દોષ ચઢાવી દેવાને કહ્યું, કે તેણે ધક્કો માર્યો, તેથી તે ફુટયો. ખરી વાત તેમ ન હતી. પણ પોતાનીજ બેદરકારીથી અફળાઈનેજ તુટયો હતો. આવા દાખલામાં પણ સજાની ધાસ્તી અને સચ્ચાઇ તરફ પૂરેપૂરો પ્યાર ન હોવાનુંજ કારણ છે.

(૩) નાની બાબત કે સહેજ વાતને સહરાગત આપી, વધારીને મોટી કરીને તેને જુદાજ સ્વરૂપમાં વર્ણવી; પોતાની હોશિયારી દેખાડવાનો ડોળ કરવો. તે પણ જુઠાપણું કહેવાય. જેમકે:--રમતમાં અજાણપણે કોઇ છોકરાનો ધક્કો વાગી ગયો હોય, તો તે બનાવને મોટું રૂપ આપીને માબાપ કે બીજાઓ આગળ અમુક છોકરાએ મને માર્યો. ગાળો દીધી વગેરે વગેરે વાતને વધારીને કરે છે. તે પણ જુઠાણુંજ છે.

વળી કેટલીક વખતે માબાપ પણ કડવી દવાને મીઠી દવા કહી બાળકને છેતરે છે. તે પણ આ જાતનું જૂઠાણુંજ કહેવાય.

એ સિવાય કોઇની મશ્કરી કરવામાં પણ જુઠાનો ઉપયોગ થાય છે; પરંતુ અહીં માત્ર ત્રણ બાબતો તપાસતાં જણાય છે, કે એ ત્રણેનો એકમેક ( પરસ્પર ) ગાઢ સંબંધ છે. વસ્તુતઃ એ ત્રણે એકજ છે, એટલે જુઠામાં એ

ત્રણેનો સમાસ થાય છે. માત્ર બોલવામાંજ તફાવત છે. માટે એક મૂળ ઉખેડવાથી એ ત્રણેનો નાશ થાય છે. સચ્ચાઈના ગુણને દૃઢ કરવો એજ માબાપની ફરજ છે. જો સચ્ચાઇને દૃઢ કરીશું, અને તેને વધારે જોશમાં પ્રકટાવવાને માટે ઉત્તેજન આપી આજુબાજુના આવરણો દૂર કરીશું, તો તેને ખસેડી તેની જગાએ દાખલ થવાની તાકાત જુઠું કદિ પણ ધરાવશેજ નહિ.

પ્રાચીન કાળમાં આખી દુનિયામાં ભરતખંડની પ્રજા સંપૂર્ણ નીતિવાન હતી. તે વખતના લોકો ગમે તેવાં સંકટોના ભોગે પણ સત્યને છોડતા નહોતા. લેવડ દેવડનો વ્યવહાર પણ ફક્ત સચ્ચાઇના નિયમ ઉપરજ કરતા. તેઓ અસત્ય કે જુઠું વચન બોલવામાં મોટું પાપ સમજતા. તે વખતના હરિશ્ચંદ્ર આદિ સત્યવાદીઓના દાખલા ઘણાઓથી અજાણ્યા નથી. એ બધાનું કારણ ઉત્તમ પ્રકારની ગૃહ કેળવણી સિવાય બીજું કંઈજ નથી.

બાળકો માબાપના શુદ્ધ પ્યારમાં હોય છે. અને જ્યાં સુધી તેઓ માબાપ પરના વિશ્વાસમાં હોય છે, ત્યાં સુધી સારી કે માઠી બધી વાતો ખરી સ્થિતિમાં કહી દે છે, પણ જ્યારે બાળકની સામે ભય કે બીક ખડી થાય છે, ત્યારે ખરી વાત છુપાવવાની કોશેષ કરે છે, જ્યારે બાળકની પાસેથી તમારે સત્ય વચન જાણવાં હોય, અથવા તેમને

ખરી કે ખોટી જે બીના બની હોય, તેને હિંમતથી બહાર લાવવાની ટેવ પાડવી હોય, ત્યારે તમારી માયા અને ક્ષમાના ગુણનો ઉપયોગ કરજો. ઘણી ખરી રીતે ચાલુ જમાનામાં માબાપો કેળવાયેલાં હોય છે. છતાં નાનાં બચ્ચાંઓ તરફ અમુક બાબત ધુરકાધુરકી અને બુમબરાડા પાડી, બાળકના એક સાધારણ અને બનવા જોગ ગુન્હા માટે એવા ડોળા કકડાવે છે, કે તેને બીકથી પોતાના બચાવને ખાતર ખરી વાત છુપાવવાની ફરજ પડે છે; એટલે કે તે જુઠું બોલતાં શીખે છે. પણ કદી બાળકના હાથે કાંઈ ગુન્હો થયો હોય, તો માયાળુ ચહેરાથી તેને સમજાવીને પૂછશો, તો તે ખરેખરૂં કહી દેશે. બાળકને ફરીથી તેમ નહિ કરવા એકાંતમાં સમજાવીને અથવા મોટી ઉમરનાં છોકરાંને ગંભીર ચહેરે ઠપકો આપી, તેથી થતો ગેરફાયદો તેને લાયકના શબ્દોમાં સમજાવવાથી જરૂર સારી અસર થશે.

બાળક જ્યારે હિંમતથી ખરી વાત છુપાવે નહિ. ત્યારે એવા કામને માટે પ્રસંગને અનુસરી કોઈ કોઈ વખતે તેઓને શાબાશી કે ઈનામ આપવું. અને જ્યાં ઠપકાની જરૂર પડે, ત્યાં ઠપકો આપવો. પણ મારની બીકથી ભય ઉત્પન્ન કરશો નહિ. વળી ધ્યાનમાં રાખવું જોઇએ, જે હુકમ કરવો તે સંપૂર્ણ વિચાર કરીનેજ કરવો. એક બાળક

જ્યારે આખા દિવસમાં તેના બાળ સ્વભાવને અનુસરીને રમવાની રજા માગે, ત્યારે તેને જો અટકાવવામાં આવે, તો નજર ચુકાવીને પણ રમવા ચાલી જશે.

બાળક પોતાની ઇચ્છાશક્તિને રોકી શકતું નથી; તેની ઇચ્છાશક્તિ રમત તરફ દોરવાએલી હોય, ત્યારેજ તે રમવા જાય, પરંતુ જ્યારે તેને એવું પુછવામાં આવે કે, તને રમવા ના કહેલી હોવા છતાં તેં શા માટે તેમ કર્યું ? ત્યારે તે મારની બીકથી પોતાનો બચાવ કરવા ખાતર કંઈક બહાનાં કાઢી જુઠું બોલશે. માટે જો કોઇ પણ કારણસર બાળકોની ઇચ્છાશક્તિને અટકાવવાની જરૂર જણાતી હોય, તો તેને પ્યારથી સમજ આપીને કે કોઈ બીજાં ગમત પડે તેવાં કાર્યમાં રોકીને અટકાવવાં, તેથી તેઓપર સારી અસર થશે.

બાળક જાણે કે અજાણે સહરાગત કે વધારીને કંઈક બનાવટી વાત કરતું હોય, ત્યારે તુરત તેને અટકાવવું. બાળકને જુઠું નહિ બોલવું. એ બાબતપર સમજણ આપવા કરતાં સાચું બોલવું. એવીજ શિખામણ આપવી અને કોઇ કોઇ વખતે સાચું બોલનાર હિંમતવાન છોકરાંઓની બાળકને રસ પડે તેવી ભાષામાં તેઓની પાસે વાતો કહેવી કે. જેથી બાળકના મનપર સચ્ચાઇ વિષે સારી છાપ પડશે.

## આત્મશ્રદ્ધા—જાતિ વિશ્વાસ યાને જાતિ માન.

આ અગત્યનો ગુણ બાળકમાં નાનપણથીજ ખીલવવાની જરૂર છે. બાળકમાં એ ગુણ કુદરતી રીતે ખીલવા માંડે છે. પરંતુ અજાણુપણે કે બેદરકારીથી તેને ઉત્તેજન આપવામાં ન આવે, તો એ ગુણ જોઇએ તેવો પૂર બહારમાં ખીલી શકતો નથી.

જે બાળકમાં આ ગુણ જોવામાં આવતો નથી અથવા ઘણો થોડોજ ખીલેલો હોય, તો તે છોકરૂં જીંદગી પર્યંત પરાધીન અવસ્થા ભોગવે છે, એટલે કે હરેક કાર્યોમાં પારકાના આશ્રય વગર પોતાની હિંમતથી કાંઇ કરી શકતું નથી; તેમજ પોતાના વ્યવહારિક કામકાજમાં પણ પોતે જે કાંઈ કરતું હોય, તે બરાબર હશે કે કેમ? તે વિષે પણ તેને વારંવાર શંકા રહે છે. અને એ રીતે પોતાના ધંધા રોજગારમાં પણ આગળ વધી શકતું નથી.

ફ્રોબેલ બાળ કેળવણીની બાબતમાં લખતાં જણાવે છે કે "બાળકમાં જાતિ કોશેષ, જાતિબળ અને જાતિ વિશ્વાસ કે જાતિમાન લાવવાની ઘણી જરૂર છે." આ ગુણની ગેરહાજરીમાં બીજા ગમે તેવા સારા ગુણો હશે, તો પણ માણસને પારકાપરજ આધાર રાખવો પડશે.

## આ ગુણ ખીલવવાની શરૂઆત.

બાળક જ્યારે બીછાનાપર સુતેલું હોય, ત્યારે બેઠું થવાની કોશેષ કરે છે. ઉલટું થઇ ગયું હોય, તો સીધું થવાનો પ્રયત્ન કરે છે. બેઠું હોય, તો કાંઇ પણ વસ્તુ પકડી ઉભા થવાની મહેનત કરે છે. ઉભું રહેતાં શીખ્યા પછી, તે ડગલાં ભરવાની ઇચ્છા ધરાવે છે. અને કોઇ વખતે દાદરનાં પગથીઆં ચડવાની પણ મહેનત કરતું હોય, તેવું જોવામાં આવે છે. આ સમયથીજ બાળકમાં જાતબળની જાગૃતિ થાય છે. એ સમયે બાળક પશુ અવસ્થામાં હોય છે. તે શું કરે છે તેનું તેને કાંઇ પણ ભાન હોતું નથી ફક્ત કુદરત તેને જાતિબળની પ્રેરણા વડે તેમ કરવા દોરે છે.

આવા સમયમાં બાળકને કાંઇ પણ પ્રયાસ કરવા નહિ દેતાં તરતજ તેને સીધું કરવામાં આવે, યાતો બેઠું કરવામાં કે વગર મહેનતે ઉભું કરી દઇને કે દાદર પર ચડાવી દઇને તેની મુશ્કેલીઓ એકદમ ખસેડી દેવામાં આવે, તો તેની કોશેશમાં નડતર સમાન થઇ પડશે. અને તેથી બાળક જેમ જેમ સમજદાર થતું જશે, તેમ તેમ તે જાતિબળના પ્રયત્નો કરવાનું માંડી વાળશે. અને જરૂરના વખતે છેવટે હઠ કરીને પણ ઘરનાઓની મદદ સિવાય પોતાનું બળ વાપરવાનું માંડી વાળશે. આવી આદત પડવાથી દરેક કામમાં પારકાંનો આધાર લેવાની તેની કુટેવ વધતી જશે. આપણે જાણી શકીએ છીએ

કે નાનું બાળક મોટાંઓની મદદ વગર બેઠું કે ઉભું થઈ શકે; અથવા તો એકદમ ચાલવા માંડે એ અસંભવિત છે પણ તેવે વખતે પ્રથમ તેને પ્રયાસ કરવા દઇ, ઘટતી રીતે થોડી જરૂર પડતી મદદ કરવી.

અનેક વખતે એવા ઘણા દાખલાઓ અનુભવમાં આવે છે, કે જ્યારે બાળકને આપણે હાથ કે મોઢું ધોવડાવવા લઈ જઇએ, અથવા નવડાવવા બેસારીએ, કે બહાર જવા તૈયાર કરીએ, ત્યારે તે નાનું બાળક "એ તો હું પોતે કરીશ" અથવા 'એ મને આવડે છે' એવા શબ્દો હિંમતથી કહે છે. જાતબળથી કરેલું કામ બાળકને જાતિવિશ્વાસ કે આત્મશ્રદ્ધા તરફ દોરવે છે. અને બાળક પોતે સમજે છે, કે હું આવાં દરેક કામો કરી શકું છું, અથવા કરવાની શક્તિ ધરાવું છું. એજ બતાવી આપે છે, કે તેને પોતાનામાં શ્રદ્ધા કે વિશ્વાસ છે, અને એજ જાતિવિશ્વાસ કે આત્મશ્રદ્ધાની ખીલવણી છે.

આવા સમયમાં માબાપો તરફથી ઉત્તેજન આપવાને બદલે તેને ધમકી આપીને કે તરછોડીને કહેવામાં આવે, કે 'તારાથી એ ન થાય. ચુપ રહે,' તો તેથી બાળકમાં રહેલી ઉલટ મંદ પડી જઇ, જે જાતવિશ્વાસ તેના પોતાનામાં રહેલો છે, તેની ખીલવણીમાં અટકાવ થાય છે, એટલુંજ નહિ પણ આગળ જતાં તે નાહિંમત થઇ, તેના મનમાં સંશય

ઉત્પન્ન થશે, કે મારાથી એ કામ થશે કે નહિ ? પરંતુ જો આવે વખતે સમય સુચકતા વાપરી, તેની ઈચ્છાને માન આપવામાં આવે, તો તેને પોતાના આત્મબળ માટે સંતોષ થાય છે. હાથ મોઢું ધોતાં, કપડાં પહેરતાં, બાલ ઓળતાં, બટન પરોવતાં, અને બુટની લેસ બાંધતાં થોડી થોડી મદદ આપીને બાળકના સ્વહસ્તેજ તે કામ કરાવવું. આથી બાળકને પોતાના કરેલા કામ માટે વિશ્વાસ આવશે. અને ધીમે ધીમે સમજતું થશે, કે આવાં કામો હું પણ કરી શકું છું.

આ સિવાય ઘરમાં નાનાં નાનાં એવાં ઘણાં કામો છે, કે જેમાં આપણે ધ્યાનપૂર્વક દેખરેખ રાખી બાળક પારેજ એવાં કામો કરાવી શકીએ. એમ કરવાથી બાળકમાં જાતિવિશ્વાસનો ગુણ દ્રઢપણે ખીલવા માંડશે, બાળકમાં રહેલી શરમને વારંવાર ધમકી આપીને કે હલકાં વિશેષણોથી સંબોધીને "તું મૂર્ખ છે, તું બેવકુફ છે" એવું કહીને અથવા મારની બીક બતાવીને કચડવી નહિ. જો કદાચ તેનાથી ખોટું કામ થાય, તો યુક્તિથી તેને ગંભીરપણે સમજાવવું, કે જેથી પોતે લજવાય; ને સમજી શકે, કે મારાથી માણસ તરીકે એ ખોટું કામ થયું છે. અને તેથીજ તે પોતે પોતાની ભૂલ જોઇ શકશે. ને પસ્તાવો કરતાં ફરી તેવી ભૂલ ન થવા પામે તેની કાળજી રાખતાં શીખશે.

બાળકને કેળવણી આપવાની શરૂઆતથીજ આપણે

માર્ગદર્શક રહીને તેના પોતાના બળ ઉપરજ રહેવા દેવું. પોતાના પાઠ કે હિસાબ કરવામાં પોતેજ માથું મારે, તોજ તેનો અભ્યાસ દ્રઢ થાય. અને સહેલાઇથી આગળ વધી શકે. તેને ગુંચવાડો પેદા થાય, અને જ્યારે મદદની જરૂર પડે તેવું જણાય, ત્યારે સૂચક પ્રશ્નો પુછીને ઘટતી મદદ આપવી. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તેનામાં જાતિવિશ્વાસ કે આત્મશ્રદ્ધાનો ગુણ ખીલવવા માટે તેને તેના જાતિબળ ઉપરજ મૂકવું. તે પોતાનું કાર્ય બરાબર ભૂલ વગર પૂરૂં કરે, તો તે વખતે તેને સારાં કામ માટે શાબાશી આપવી. અને તેનો ઉત્સાહ વધારવો.

## દયા અને પરોપકાર.

બાળ અંતઃકરણ કેવું નિર્મળ હોય છે, તે કોઇથી અજાણ્યું નથી. એ સમયમાં બાળકના નિર્દોષ અંતઃકરણ રૂપી સ્વચ્છ કાચ ઉપર દયાળુ, અથવા કઠોરતાની છાપ પાડી શકાય છે. ક્રૂરતાની વાતો સાંભળવાથી, અથવા ક્રૂરતા વાળી રમતો રમવાથી બાળ સ્વભાવ ક્રૂરતાવાળો ઘડાય છે. પરન્તુ તેવી રમતોથી અને તેવી વાતોથી બાળકને દૂર રાખવામાં આવે, તો અનેક વખતે એવા સંજોગો મળી આવે છે, કે માબાપો ધારે, તો બાળ જીગરને જોઇએ તેવું દયાળુ બનાવી શકે. એક ભિખારી પોતાનાં નવસ્ત્રાં ભૂખ્યાં બાળકો સાથે સખ્ત ઠંડીમાં તમારા આંગણે ભીખ માગવા આવે,

અને જ્યારે તેનાં છોકરાંઓ ભૂખથી રડતાં હોય, અને ટાઢથી થરથર ધ્રુજતાં હોય, ત્યારે એ દેખાવ જોવા તમારાં નાનાં ભૂલકાંઓ દોડી જાય છે. વળી કોઇ કોઈ વખતે તેમને પ્રશ્ન પણ પૂછે છે, કે તું કેમ રડે છે ? તેં કપડાં કેમ પહેર્યાં નથી? આવા વખતે માબાપે બચ્ચાંઓની જીજ્ઞાસા પૂરવા ઉપરાંત દયાની લાગણી ખીલવવાની મળેલી ઉમદા તકનો અવશ્ય લાભ લેવો જોઈએ. અને બાળકોને તેનાં કારણો સમજાવવાં જોઈએ. પછી ભિખારીને ખાવાનું કે વસ્ત્ર જે કાંઈ આપવાનું હોય, તે પોતાનાં નાનાં બાળકોને હાથે આપવું જોઇએ. આમ કરવાથી દયાની લાગણી તેઓના નિર્દોષ જીગરમાં વધારે સચોટ થશે. તેમજ આંધળા, લૂલાં, વગેરે લાચાર નિરાધારો જ્યારે તમારા આશ્રય માટે આવે, ત્યારે બાળકોને તે દુખીઆરાંઓને તેનાં અવયવો વિના થતાં દુઃખની વાતો તેઓ સમજી શકે તેવી ભાષામાં કહેવી જોઈએ. અને આપણને એવી કોઈ પણ ખોડ ખાપણ પરમેશ્વરે આપેલી ન હોવાથી આપણાપર તેની મોટી મહેરબાની છે. એમ સમજાવવું ઘણું અસરકારક થઇ પડશે.

ઘરમાં પક્ષી કે જાનવર પાળવા, તેઓની સંભાળ રાખવી, પોતાનાં રમકડાં ગરીબ છોકરાંઓને રમવા આપવાં, પોતાની ચોપડીઓ ગરીબ છોકરાંઓને શીખવા આપવી. વગેરે બાબતોથી પરોપકારની લાગણી દૃઢ થાય છે.

વળી રમત ગમતમાં કેટલાંક બાળકો જેઓ નાનાં જીવડાં કે પતંગીઆને પકડી તેની પાંખો કે પગ તોડી મોજ મેળવતાં હોય, તેઓને તેમ કરતાં અટકાવવાં. એટલુંજ નહિ પણ "તેનામાં જીવ છે. અને આપણામાં પણ જીવ છે; આપણા શરીરને કોઇ કાંઈ ઇજા કરે, તો કેટલું બધું દુઃખ થાય છે? તેજ મુજબ તે ગરીબ પ્રાણીને પણ દુઃખ થાય છે." વગેરે વાતો તેઓને સમજાવવી જોઇએ. જો બાળકો નાનપણથીજ દયાળુ થઇ નાનાં જીવ જંતુઓને નુકશાન કરતાં અટકશે, તો મોટપણે પણ ઝાડપર બેઠેલાં પક્ષીઓ ઉપર ગલોલ ફેંકી બેજાન કરતાં અને મૂંગા પ્રાણીઓને વગર કારણે દુઃખ દેતાં પણ અટકશે.

ખુનખાર લડાઇની વાતો જુસ્સાથી સંભળાવવા કરતાં બિચારાં તે લડાઇનો ભોગ થઈ પડેલાંઓ તથા તેઓના કુટુંબીઓ, કે બૈરાં છોકરાંઓના દુઃખનું વર્ણન દયા ઉપજાવે તેવી રીતે સંભળાવવાથી બાળકમાં દયાની લાગણી વધારે સતેજ થશે. નાનાં બાળકો પાસે મારામારી કે કાપાકાપીની વાતો ન કહેવી. તેમજ એવાં ભયંકર અને વિકાળ દેખાવનાં પિકચરો પણ તેમના હાથમાં ન મૂકવાં કારણ કે તેવી વાતો અને પિકચરો બાળકને બીકણ બનાવે છે અને ક્રૂરતાને પોષણ આપે છે. પરન્તુ ડુબતી સ્ટીમરમાંથી લાઇફ બોટપર ઉતરતાં માણસોનો દેખાવ, બીમાર

કે દુઃખીની સારવારનો દેખાવ, કે ગરીબને દિલાસો આપતો દેખાવ, બાળકોને સમજ પાડી રમવા આપવાથી તેના હૃદયમાં, રમતગમતમાં અને વાતચિતમાં દયાના ઝણકારા સંભળાયા કરશે, દયાનો ગુણ બાળ જીગરના લોહીની સાથે મળી જવો જોઇએ.

જ્યાં દયા નથી ત્યાં પરોપકાર નથી. ખરા દયાળુ જીગરથી કરેલા પરોપકારોજ અંતરમાં સ્વર્ગ સમાન સુખ આપે છે. દયા વગર પરોપકાર થઇ શકે નહિ. માટે દયા અને પરોપકાર એક બીજાની સાથે સ્નેહ સાંકળથી જોડાએલા છે. પરોપકાર કરવાની લાગણી દયાળુ હૃદયમાંજ ઉપજે છે. જેઓ બીજાનું દુઃખ સહન કરી શકતાં નથી, જેઓ બીજાનાં દુઃખો જોઇને પોતે દુઃખી થાય છે, અને બીજાંને રડતાં જોઇ જેઓનું હૃદય રડે છે. તેઓજ ખરા પરોપકાર કરી શકે છે.

માન કે મોટાઈ મેળવવાની ઇચ્છાથી કરેલી સખાવત કે પરોપકાર નથી. પરન્તુ ખરેખરી ઉપયોગી બાબતોમાં હૃદયની લાગણીથી કરેલી મદદ તેજ સાચો પરોપકાર છે.

પરોપકાર કરવામાં માત્ર પૈસાનીજ મદદ કરવી જોઇએ, એમ કંઇજ નથી. પોતાની શક્તિ મુજબ શરીરની મહેનતથી તેમજ ભલી લાગણીની ભલી દુવાઓના માનસિક બળવડે પણ ઘણા પરોપકાર સાધી શકાય છે. સ્વાર્થ વગરના પરો-

પ્રકારની ભલી લાગણીઓથી આપણા આત્માની ઉન્નતિ થાય છે. દુઃખીને દિલાસો અને મદદ આપવાથી તેના આત્માને શાન્તિ મળે છે; અને એવા દુઃખી દિલના અનેક આશીર્વાદો આપણો સંસાર સુખરૂપ બનાવવા ઉપરાંત બીજી દુનિયાને માટે સારૂં ભાથું તૈયાર કરે છે.

સંસ્કૃતમાં કહ્યું છે કેઃ—

પરોપકારાય સતામ્ વિભૂતયઃ ॥

અર્થઃ—સારાં માણસો પરોપકાર વડેજ શોભે છે.

વળી બીજે ઠેકાણે પણ કહ્યું છે કેઃ—

પરોપકારાય પુણ્યાય,
પાપાય પર પીડનમ્ ॥

અર્થઃ—પરોપકાર સમાન કોઇ પણ પૂણ્ય નથી. અને બીજાને પીડા કરવા સમાન કોઈપણ પાપ નથી.

આવી આવી વાતો પ્રસંગોપાત માબાપો બાળક સમજી શકે એવા શબ્દોમાં તેમને કહેવાની ઘણી જરૂર છે.

જંતુઓ જમીન ઉપર કે પાણીમાં આમતેમ દોડી રહ્યાં હોય, પક્ષીઓ આસમાનમાં આમતેમ ઉડી રહ્યાં હોય, અને વનસ્પતિનાં જાતજાતનાં ફૂલો, અને નવાં પાંદડાંઓ ખીલી રહ્યાં હોય, તેની સુંદરતા અને મજા બાળકોને બતાવી હોય,તેઓનું ઉપયોગીપણું સમજાવ્યું હોય, અને

તેમનું નિર્દોષપણું બાળકોના લક્ષમાં ઉતાર્યું હોય, તો કદી પણ બાળક જમીન કે પાણીમાં રમતાં કૂદતાં નાનાં જંતુઓનો નાશ કરવા તૈયાર થશે નહિ. પક્ષીઓ ઉપર ગલોલ ફેંકવાની રમત રમશે નહિ. અને વનસ્પતિના ફૂલો તથા પાતરાં ખાસ જરૂરી કારણ વગર તોડીને તેઓની શોભા લૂંટી લેશે નહિ.

અણુસમજુ બાળકનું વલણ દયાળુ માબાપોની રીતભાતની નકલ કરશે. અને જેમ જેમ તેઓ સમજુ થતાં જશે, તેમ તેમ, દયાની લાગણી વધારે ખીલતાં તે તેમને કઠણ હૈયાનાં થતાં અટકાવશે.

એ રીતે બાળકની દયાની લાગણી પોષવાથી ભવિષ્યમાં પોતાની શક્તિ પ્રમાણે તેઓ એક પરોપકારી મનુષ્ય નીવડી પોતાની કોમને અને દેશના ગરીબોને સારો આશ્રય આપી શકશે.

## નમ્રતા કે વિવેક.

માણસમાં વિવેકબુદ્ધિ હશે, તોજ તે નમ્ર બનશે. સદ્‌ગુણોથી ભરેલું માણસ હમેશાં નમ્ર સ્વભાવનું અને વિવેકી હોય છે. જેમ જેમ સદ્‌ગુણોની ખીલવણી બાળકોમાં થવા માંડે છે, તેમ તેમ તે ઉછાંછળાપણું તજવા માંડે છે. નમ્રતા અને વિવેક એક બીજાની સાથે ઘાડો સંબંધ ધરાવે છે. બાળકને શરૂઆતથીજ શાંત રહેવાની આદત

ચાડવાથી તે નમ્ર થશે. અને નમ્રતા વિવેક તરફ દોરવશે. કોઈ પણ સંજોગો વચ્ચે બાળક ઉશ્કેરાઈ જાય, કે તરત તેને તેવી વલણ લેતાં નરમાશથી અટકાવવાની જરૂર છે. એમ કરવાથી બાળક સહનશક્તિવાળું થઇ, આકળાપણું તજવા માંડશે. અને ધીમે ધીમે તેનામાં શાંતિનો ગુણ ખીલશે. તેથી તેની વૃત્તિ સ્થિર થશે. એ રીતે બાળકની પ્રકૃતિ શાન્ત થતાં મોટી વયે નમ્ર અને વિવેકી બનશે.

હાલમાં એવી ફરિયાદ કરવામાં આવે છે, કે છોકરાઓમાં વિવેકબુદ્ધિ કે નમનતાઈની ઘણી ખામી જોવામાં આવે છે. વળી જુવાન છોકરાંઓમાં પણ મોટાંઓ તરફ માનની લાગણી ઓછી જોવામાં આવે છે. એટલુંજ નહિ, પણ ઘરના માણસો સાથે પણ જોઇએ તેટલી મર્યાદા પૂર્વક તેઓ વર્તતાં નથી. એમ થવાનું મૂખ્ય કારણ જોઈશું, તો ઘર કેળવણીની ખામી સિવાય બીજું કાંઇ નથી. બાળકમાં જ્યારે કાંઈક સમજશક્તિ પેદા થાય છે, ત્યારે આગળ કહ્યું તેમ તેની ગૃહણશક્તિ બહુજ તિક્ષ્ણ હોવાના કારણે તે જેવું દેખે, તેવું જલદીથી શીખે છે. તેમજ બાળકની બાથે તેના લાયકનું માન આપવાનું કે નમ્રપણે વર્તવાનું અજાણપણે ભૂલી જવામાં આવે છે. વળી ઘરના વૃદ્ધો તરફ જે માનની લાગણી તેઓ અનુભવે છે, તેની પણ સારી કે નઠારી છાપ તેના મન પર બેસે છે. બહા-

રનાં આવતાં જતાં ગૃહસ્થોની સાથેનું વર્તન પણ બાળક શાન્ત રીતે અનુભવી તેની નકલ કરવાને ચુકતું નથી. આ સઘળાં કારણો બાળકને વિવેકી કે અવિવેકી બનાવવાના સાધનરૂપે પૂરતાં છે.

દુનિયામાં લાયકને લાયક માન મળવું જોઇએ. અને તેમ કરવામાં વિવેકબુદ્ધિ વાપરવી, એ મનુષ્ય માત્રનો ધર્મ છે. એ રીતે જોતાં નાનાં બાળકોને પણ સાધારણ રીતે ઘરના સભ્યોએ યોગ્ય માન આપવું જોઇએ. સામાન્ય રીતે તેઓની સાથે નમ્ર અવાજથી તેમજ સભ્યતાપૂર્વક વાતચીત કરવી જોઇએ. તેઓને કમ્પાઉન્ડમાંથી કે ઘરના બીજા ઓરડામાંથી બોલવવાં હોય, ત્યારે પણ માયાળુપણે ગુસ્સા વગરના અવાજથી બોલાવવાં. બનતા સુધી તોછડાઇવાળાં સર્વનામોનો ઉપયોગ કરવોજ નહિ. ઘરમાં સ્ત્રી પુરૂષની પણ એક બીજા સાથે યોગ્ય રીતે શાન્તિપૂર્વક વાતચીત કરવાની જાથુકની રીત, તથા ઘરનાં વૃદ્ધો તરફની જાથુકની માનની લાગણી અને તેઓ તરફનું વર્તન એ બાળકને વિવેકી અને નમ્ર બનાવવાનું જેટલું સંગીન શિક્ષણ આપે છે, તેટલું બીજી કોઇપણ યુક્તિથી કામ થતું નથી. બાળકોને માત્ર મોઢેથીજ સમજણ આપવી, અથવા તેમ ન કરે, તો ધમકાવીને કે મારફાડ કરી અથવા જબરાઇથી તેમ કરવા ફરજ પાડવી, તે નિરર્થક છે. પરન્તુ

નજરે જોયેલું, અને પોતાના સંબંધમાં અનુભવેલું સચોટ શિક્ષણ બીજું એક પણ નથી. જબરાઇ કે મારફાડ બાળકને નાફરમાનીનો દુર્ગુણ શીખવશે. પણ નમ્રતા કે વિવેકનું અનુભવેલું શિક્ષણ ખરા અંતઃકરણની તાબેદારી શીખવશે. અને વડીલોના સઘળા લાયક હુકમોને માન આપશે. આ રીતે ઘરમાં કેળવાએલું બાળક બહારનાઓની સાથે પણ તેવીજ રીતે સભ્યતાથી વર્તી વિવેકબુદ્ધિનો ઉપયોગ કરશે.

## સોબત.

માબાપો ઘરમાં બાળકને ઉછેરતાં વખતે તેઓને દુર્ગુણરહિત બનાવવા માટે પોતાથી બનતું કરવાને ચૂકતાં નથી. અને એવી રીતે ધ્યાનપૂર્વક ઉછેરેલાં બાળકોમાં જ્યારે કોઈ દુર્ગુણ દાખલ થયેલો માબાપના જોવામાં આવે છે, ત્યારે તેઓ અતિ વિસ્મય થાય એ સ્વાભાવિક છે. પણ ઘણી વખતે એવું બને છે, કે પોતાનાં નાનાં બાળકોને રમાડવા કે ઘરમાં કામ કરવા હલકી જાતના છોકરાઓ, કે આયાઓ રાખેલી હોય છે; જેની રહેણી કરણી કે વાણીનો ચેપ ઘરમાં તેમજ બહાર ફરવા લઈ જવાના વખત દરમીઆન બાળકને બેસે છે. તે ઘણાઓથી અજાણ્યું નહિ હોય. એટલુંજ નહિ પણ આજુબાજુમાં 'વસતાં હલકા વર્ગનાં છોકરાઓની સોબતમાં રમવાથી પણ કેટલાક દુર્ગુણો બાળક

ગ્રહણ કરી લે છે. એ રીતે બચપણમાં કે મોટી ઉમ્મરે બાળકો પોતાના સોબતીઓ પાસેથી સારા કે નઠારા ગુણોનું શિક્ષણ મેળવે છે.

કેટલીક વખતે એવી પણ ફરિયાદ સાંભળવામાં આવે છે કે "અમારૂં છોકરૂં નિશાળમાં જવા માંડયું, ત્યારે અમુક કુટેવ કે દુર્ગુણ શીખ્યું." આપણે જાણીએ છીએ કે નિશાળમાં છોકરાંઓની મોટી સંખ્યા હોવાથી અનેક જુદી જુદી ખાસીયતનાં છોકરાંઓ હોય છે. ને તેમાંના કોઇ એકની સોબતનો પાસ તેને બેસવા સંભવ રહે છે. બાળકોમાં જેમ કંઇક દુર્ગુણ હોય, તેમ સદ્‌ગુણો પણ ઘણે ભાગે જોવામાં આવે છે, અને જ્યારે સોબતીઓના એકાદ દુર્ગુણનો પાસ તેને બેસે છે, ત્યારે તેના સદ્‌ગુણોની પણ અસર તેનાપર જણાયા સિવાય રહેતીજ નથી. બાળક પોતાના નાના સોબતીઓ પાસેથી સારૂં અને માઠું શિક્ષણ ઘણી ઝડપથી મેળવી લે છે. તેમાં જરા પણ શક નથી. તેથી સારી રીતભાતનાં, સારી નીતિરીતિવાળાં, સદ્‌ગુણી બાળકોને તેની સહવાસમાં મૂકવાં, એ વધારે લાભકારક થઇ પડશે. તેમ છતાં કદાચ કોઈ નઠારાં છોકરાંઓના સહવાસથી કોઇ નઠારી રીતભાત બાળકના શીખવામાં આવી ગઈ હોય, તો તેથી થતા લાભ ગેરલાભ બાળકને કાળજી પૂર્વક સમજાવવાથી તેઓ નઠારી રીતભાત તરફ પોતાનો અણગમો

બતાવતાં થશે. આવી રીતે સોબતના દોષથી પેસી ગયેલા દુર્ગુણને તરત દૂર કરવા કોશીશ કરવી જોઈએ. જો લાંબી મુદત સુધી દુર્ગુણ સ્થિર થશે, તો તેને દૂર કરવો મુશ્કેલ થઇ પડશે. તેમ છતાં સરખી ઉમ્મરના સોબતીઓની તો બાળકને ખાસ જરૂર છે. તેવા સારા છોકરાઓનો સહવાસ ઘણા લાભ કરી શકે છે. એટલુંજ નહિ, પણ ખરાબ ટેવો પણ છોડાવી શકે છે. એક બાળક જો રમત દરમીઆન હઠ લઇ બેસે, તો તેને રમતમાંથી એકલું પડતું મૂકી બીજાઓ રમવા લાગી જાય છે. અને તેથી શરમાઈને તેને હઠ મૂકવી પડે છે. જો રમતમાં પોતાનો દોષ છૂપાવવા માટે કોઇ વખતે જૂઠું બોલે, તો તેને બધા શરમાવી કહાડે છે. તેથી ફરી જૂઠું બોલવાની હિંમત કરી શકતું નથી. તેમજ પોતાના મિત્રોમાં પોતાની હાંસી થવાની બીકથી મગરૂરી, તુંડ મિજાજ, આળસાઈ એકલસૂરાપણું છોડી દે છે. અને હિંમતવાન અને વાચાળ બને છે. કોઈ પણ બાળકની ચાલ ચલગત તેના સોબતીઓના વર્તન ઉપરથી જાણી શકાય છે.

કહેવત છે કે:—

“ સોબત તેવી અસર ”

માટે બાળકને સદ્‌ગુણી બનાવવાને સદ્‌ગુણી સોબતીઓનાજ સહવાસમાં આવવા દેવા જોઈએ. બાળકને બચપણમાં આપેલી ઘર કેળવણીની તાલીમ તેની સારા સોબતી-

ઓથી વધારે દૃઢ થાય છે. અને મોટપણે કુટેવો પ્રવેશ કરી શકતી નથી.

## કરકસર અને સાદાઈ.

માણસ જાતને પોતાના જાતિ સુખ માટે કરકસર કરવાની જરૂર છે. પછી તે શ્રીમંત હોય, કે ગરીબ પણ બેઉને આ ગુણ ગ્રાહી થવાની જરૂર છે. આ ગુણથી માણસ પોતાની જીંદગીમાં સંપૂર્ણ સુખ મેળવે છે. કરકસરનો અર્થ સાધારણ રીતે નાણાં સંબંધી બચાવ કરવો એવો કરવામાં આવે છે, પણ ખરી રીતે કરકસર એટલે નકામો વ્યય ન કરવો અથવા જરૂરી ખપ જેટલુંજ ખર્ચવું. એવો થાય છે.

ખરી રીતે જોતાં કરકસર ત્રણ પ્રકારની હોઇ શકે. (૧) શારીરિક (૨) માનસિક (૩) આર્થિક કરકસર.

**(૧) શારીરિક કરકસર**માં શરીરમાં રહેલા બળનો અનિયમિત પણે અથવા જરૂર ઉપરાંત વ્યય થવા દેવો નહિ. એ શારીરિક કરકસર છે. દાખલા તરીકે નાનાં બાળકોને પોતાની સમાન વયનાં બાળકો સાથે રમવા દેવાં, પણ જો મોટાં અને જોરાવર બાળકો સાથે રમવા માંડશે, તો તેઓની સોબતમાં દેખાદેખીએ શક્તિ ઉપરાંતનો શ્રમ પડતાં, તેમના અવયવોને નુકસાન થશે. અને બાળકના ગજા ઉપરાંતના વાપરેલા બળથી બાળક નિર્બળ થઈ જશે. વળી જાથુક રમવાનું પણ નિયમિત રખાવવું, કે બાળક રમત કરી રહ્યા

પછી પણ જેવું ને તેવું તાજું અને ખુશમિજાજ જોવામાં આવે. વળી પોતાના બીજાં ચાલુ કામકાજો કે અભ્યાસ વગેરેમાં પણ વગર થાકે પ્રેમથી મચ્યું રહે. એમ કરવાથી બાળક જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેના શરીરનું કૌવત જળવાઇ રહે છે. અને વગર કારણે તેઓનું શારીરિક બળ વપરાતું નથી. તે સિવાય રમતની વેળાએ નકામા મોટા મોટા બુમ બરાડા પાડવાથી ગળાની નસો અને છાતીને પણ નુકસાન પૂગાડે છે. અને શક્તિ પણ કમતી થાય છે. માટે જરૂર પૂરતા અવાજ સાથેજ રમતો રમવા દેવી જોઇએ. એ રીતે શારીરિક કરકસર કરવાની આદત નાનપણથીજ કેળવવી. એ માબાપોની ફરજ છે.

(૨) **માનસિક કરકસરઃ**—બાળકના માનસિક બળનો પ્રવાહ એકજ બાજુ દોરાય, તો બાળકનું મન આગળ જતાં નબળું પડી જાય છે. જોઇએ તે કરતાં વધારે વખત બાળકનાં મન ઉપર બોજો નાંખવાથી અથવા બાળક નાદાન બુદ્ધિનું હોવાના કારણે એકજ બાબતમાં મન રોકવાથી કરકસરના નિયમનો ભંગ થાય છે. નાનું બાળક એકજ જાતનું રમકડું કે વસ્તુ લઈ કલાકો સુધી તેમાંજ મશગુલ રહે છે, ત્યારે તેમ કરતાં બાળકને અટકાવવાની જરૂર છે. વળી કેટલીક વખતે બાળકને હદ ઉપરાંતની જીજ્ઞાસાઓ થતાં તેજ બાબતમાં તેનું મન વળગી રહી અનેક પ્રશ્નો પૂછવા માંડે

છે. છતાં તેની તૃપ્તિ થતી નથી. એવા સમયમાં તે બાબત ઉપર તેના લાયકની સમજ આપી, તે વાત પડતી મુકાવવાની કોશેષ કરી, રમતો વગેરે તરફ લલચાવી, ઘેરનાં બીજાં બાળકો સાથે તેને રમતમાં ભેળવી દેવું. એકજ બાબતનો ખ્યાલ બાળકના મનમાં વખતો વખત આવવા ન દેવો અને તેથીજ નાના બાળકના આખા દિવસના કલાકોના કામની વહેંચણી કરવાની જરૂર છે. બિછાનામાંથી જગાડવું, નવરાવવું, ખવાડવું, રમાડવું વિગેરે બનતાં સુધી ચોકસ વખતેજ કરવું, તેમ કરવાથી તેનું મન જુદી જુદી બાબતમાં રોકાઈ જવા ઉપરાંત નિયમિતપણાનો ગુણ ખીલવા સાથે માનસિક બળમાં કરકસર થશે. કેટલાંક માબાપો પોતાના છોકરાંઓને જલદીથી શીખવવાનું શરૂ કરી, એક એક વર્ષમાં બબ્બે ચોપડીઓ શીખવવા અથવા તો નિશાળે જતાં પહેલાંજ ઘેરમાં પાંચ સાત વર્ષની ઉંમરનાં બાળકને બીજી કે ત્રીજી ચોપડી પૂરી કરાવવા માંડે છે. તેથી લાભને બદલે હાનીનું પ્રમાણુજ વધે છે. બાળકની માનસિક શક્તિઓપર ઘણો બોજો આવી પડે છે, તેથી તેનો વિકાસ થવાને બદલે તે દબાઈ જાય છે. અને બાળક તીવ્ર બુદ્ધિનું થવાને બદલે મંદ બુદ્ધિનું જડ બની જાય છે.

આ ઉપરથી સાધારણ નજરે પણ જોઇ શકાય છે, કે બાળકની માનસિક શક્તિનો વ્યય પણ જોઈએ, તે કરતાં

વધારે થતાં માનસિક શક્તિઓ ઉપર માઠી અસર નીપજાવે છે.

નિશાળમાં શીખતાં પોતાનાં બાળકો ઉપર દરેક માબાપ દેખરેખ રાખે એ સ્વાભાવિક છે, પણ "તું દરેક વખતે પહેલો નંબર કેમ નથી રાખતો ?" એમ કહી તેને જબરાઇથી કે ધમકાવીને જુજ વખત રમવા દઇ, અથવા સદંતર રમવાનું બંધ કરી દઇ, તેમજ ઘરનાં બીજાં કામોમાંથી પણ તેને વેગળું રાખી, બધો વખત લેસન કરવા કે પાઠો મોઢે કરવાની ફરજ પાડે છે. તેથી બાળકને પોતાના મનનો ઘણોજ કચવાટ છતાં પણ બીકથી તેમ કરવું પડે છે. આ રીતે માનસિક બળનો ગેરઉપયોગ થવા ન દેવો, એને માનસિક કરકસર ગણવામાં આવે છે.

(૩) આર્થિક કરકસર–ની સાથે સાદાઇ નિકટનો સંબંધ ધરાવે છે. સાદાઇ વગર આર્થિક કરકસર થઇ શકતી નથી કહેવત છે કે "કરકસર એ આપણો બીજો ભાઇ છે" એટલે કે એક ઘરમાં એકલોજ ગૃહસ્થ કમાઇ લાવનાર હોય, છતાં તે કરકસર કરનાર હોય, તો લગભગ એક બીજા માણસની આવકની ગરજ સારે છે.

ઘરનાં કેટલાંક કામો એવાં હોય છે, કે તેમાં કાળજી ભરી દેખરેખ રાખવામાં આવે, તો નકામું ખર્ચ થતું બચી જાય છે. દરરોજનો ખોરાક જોઇએ તે કરતાં વધારે ન રાંધવામાં, રંધાએલી વસ્તુ બીજે દિવસે બગડી ન જાય, તેવી

રીતે સંભાળી રાખવામાં, છોકરાંઓ કે મોટા માણુસો જમતી વખતે એઠું ન મૂકવામાં, શોખને ખાતરજ વધારે મોંઘી ખાવાની ચીજો નહિ વાપરવામાં અને રસોડામાં નકામું બળતણ ન બાળવામાં પૂરતું ધ્યાન રાખવામાં આવે, તો આ રીતે પણ કરકસર કરી શકાય.

તે સિવાય ઘરમાં વપરાતી, કાચ કે ચીનીની ચીજોની વગર કારણે ભાંજ ફોડ થાય, કપડું સહેજસાજ ફાટયું, કે તેને થીગડું નહિ મારતાં રદ કરવામાં આવે, ઘેર ધોઈ શકાય, તેવાં કપડાં પણ ધોબીને મોટી સંખ્યામાં અપાય, નાનાં બચ્ચાંઓનાં કે મોટાંઓનાં સાદાં કપડાં પણ દરજી પાસે ફેશનેબલ શીવડાવવાની લાલચ રખાય, તો પછી દર માસે ઘરખર્ચનો આંકડો કેટલો વધારે થાય? તે જાણી શકાય તેમ છે.

કરકસર કરવા માટે સાદાઇથી રહેવાનીજ મુખ્ય જરૂર છે. જરૂરી હાજતની વસ્તુઓ સિવાય દેખાદેખીથી કે મોજ-શોખને ખાતર ખર્ચ કરવો, એ સાદાઈ કહેવાય જ નહિ. શ્રીમંત માણુસો કદી એમ સમજતા હોય, કે અમોને ઈશ્વરે ઘણું આપ્યું છે માટે અમારે શા માટે છુટ્ટે હાથે ખર્ચવું નહિ? તો એનો જવાબ એટલોજ હોઇ શકે કે, છુટ્ટે હાથે ખર્ચ કરવામાં અથવા તમારા મોભાને લાયક રહેવામાં કાંઈ ખોટું નહિ કહેવાય, પણ જ્યાં જરૂરજ નથી, તે રસ્તે પૈસો

વેરી નાંખવા કરતાં સખાવતો કરી, પરોપકારી થાઓ; અને તે બરબાદ જતા પૈસાનો લાભ ગરીબોને આપો. શ્રીમંત વર્ગ જો સાદાઈમાં રહેવાનું પસંદ કરશે, તો મધ્યમ વર્ગમાં પણ તેની નકલ થશે. અને આજે શક્તિ ઉપરાંત પણ દેખાદેખીનો જે ચેપ લોકોને વળગે છે, તે લાંબે વખતે પણ નિર્મૂળ થશે. કેટલીક વખતે એવું બને છે, કે ખરી કરકસર કરનાર ગૃહસ્થને કોઈ કોઈ તો લોભીયાની ઉપમા આપે છે. પણ કરકસર અને લોભ એ બે બાબતો એક બીજાથી સદંતર જુદીજ છે. ન સમજી શકે તેજ તે બંનેને શેળભેળ કરી નાંખે છે.

કરકસરઃ—સાદાઈથી રહેવું ને ખપ પૂરતું કે જરૂરીયાત મુજબ ખર્ચ કરવું, તથા બગાડ થવા દેવો નહિ. જ્યારે લોભ એ જરૂરીયાતની ચીજ વગર દુઃખ વેઠીને ભૂખમરો કે ટાઢ તડકો વેઠીને પણ ચલાવી લેવું, પણ કોઈ પણ રીતે પૈસાનો બચાવ કરવો તેજ લોભ કહેવાય. લોભીઓ છેવટે પોતાની તન્દુરસ્તીની પણ પરવા કરતો નથી. એ રીતે બેઉ એકબ્કેથી ઘણીજ જુદી પંક્તિમાં છે.

કરકસર વિષે આટલું જણાવ્યા પછી તેને બાળકોની સાથે શું સંબંધ છે? તે સહજ જાણી શકાય તેમ છે. બાળકો સમજણાં થાય, ત્યારથીજ તેમને સાદાઈમાં રાખવાની રીત શરૂ કરવી. તમારે હાથે તમારો રૂમાલ કે મોજાં

ધોઇ લેવાનું ચાલુ કામ તેઓના જોવામાં આવશે; તો નાન-પણથીજ તેઓ પણ તેમજ કરવા માંડશે. કપડાના કટ કે ફેશનની વાતો તેના કાનપર નહિ આવે, તો તેઓ પણ તમારી માફક સાદું પહેરવાનું આનંદથી પસંદ કરશે. તમારા ઘરમાં લખલુટ ખર્ચ અને ખોરાકી પોષાકીની ગેર વ્યવસ્થા નહિ દેખે, તો તેઓ પણ તમારા જેવાંજ થશે. માટે આગળ કહેવાઇ ગયું છે, તેમ બાળકમાં નકલ કરવાની શક્તિ પ્રબળ છે. જેવું ઘરમાં દેખશે, તેવુંજ નાનપણથી શીખશે. અને જેવું શીખશે, તેવું કરશે. અને જો કદાચ મોટપણે સંકટમાં આવી પડશે, તો તેઓ પોતાના માબા-પનેજ દોષિત ઠરાવશે. માટે સદ્ગુણની બધી ટેવો બાળકમાં કેળવવાની ચાવી માત્ર એજ છે, કે જેમ આપણે ઘેરમાં વર્તીશું, તેવીજ નકલ બાળક કરશે. માટે જાતિ દાખલાથી ગૃહશિક્ષણ જેટલું સચોટ થશે, તેટલું બીજા કોઇ પણ ઈલાજથી આપી શકાશે નહિ.

બાળક મોટી ઉંમરે પહોંચતાં દ્રવ્યનો સંગ્રહ કરે અને ઉડાઉ ન થાય, તેવી ટેવ પાડવાને માટે નાનપણથીજ તેને કેળવવાની જરૂર હોવાથી બનતાં સુધી તેને છૂટથી પૈસા ખર્ચવા દેવાનો રિવાજ સારો નથી. પ્રસંગોપાત જ્યારે જ્યારે પૈસા આપવામાં આવે; ત્યારે તેનો સંગ્રહ કરવા નાનપણથીજ શીખવવાને માટે એક નાની સરખી પેટી તેને સોંપી, તેમાં મળેલા પૈસા એકઠા કરતાં શીખવવું. એ

પ્રમાણે નાની સરખી રકમ એકઠી થાય, તે પોસ્ટ ઓફીસ સેવીંગ બેંક અથવા એવીજ રીતે કોઈ બીજી જગાએ તેના ખાતે જમા કરાવવા. એમ કરતાં બાળક જ્યારે મોટું અને સમજદાર થશે, ત્યારે પોતે બચાવેલા પૈસાની સારી જેવી રકમ જોઈ પૈસાને ખોટી રીતે ખર્ચતાં અટકશે.

---

# તન્દુરસ્તી માટે અગત્યના નિયમો.

---

૧ ખોરાક હમેશાં તાજો, સાદો, અને સ્વચ્છ વાપરવો જોઇએ.

૨ પાણી તાજું, ચોકખું અને ગળેલું વાપરવું.

૩ ભોજન લેવા વખતે ખોરાક ખુશ મિજાજે, આસ્તેથી સારી રીતે ચાવીને ખાવો.

૪ ખાધા પછી તરત સખત કસરત કે મહેનત પડે, તેવું કામ ન કરવું. તેમજ બેસી, કે સૂઈ પણ ન રહેવું. ખાધા પછી થોડા વખત આસ્તેથી ફરવું હરવું જરૂરનું છે.

૫ બનતાં સુધી નાક વાટેજ શ્વાસ લેવાની આદત પાડવી.

૬ પુરતી ઉંઘ એ તન્દુરસ્તીને માટે ઘણી અગત્યની છે. કેમકે બહુ જાગવાથી ખોરાક પચતો નથી.

૭ શરીરના ગુપ્ત ભાગો સ્વચ્છ રાખવા.

---

# ઉપસંહાર,

આ નાના સરખા પુસ્તકમાં બાળકને ઘરમાં કેવી રીતે કેળવણી આપી શકાય, તે વિષે રૂપરેખાજ માત્ર દોરેલી છે. અને બની શકે તેટલા સ્વરૂપમાં સરળતા અને સ્પષ્ટતા કરવામાં આવેલી છે. આ ન્હાના પુસ્તકમાં બાળકના જન્મથી માંડીને તે નિશાળે જતું થાય, ત્યાં સુધીના સમયના ક્રમનો ખ્યાલ રાખેલો છે. સદ્દગુણોની ખીલવણી અલબત મોટાં છોકરાંઓને પણ લાગુ પાડી શકાય છે. તો પણ તેનો પાયો નાની ઉમ્મરથીજ રચવાના ઉદ્દેશથી આ પુસ્તકમાં તે વિભાગો દાખલ કરેલ છે. ઘણી જગાએ નાની સરખી અને નજીવી દેખાતી બાબતોને પણ લીધેલી છે તે એટલાજ માટે છે, કે એવી નાની અને નજીવી બાબતોને ઘણી વખત દુર્લક્ષ્ય કરી દેવામાં આવે છે. અને તેને પરિણામે બાળકના ચારિત્ર્યમાં ગંભીર દોષ દાખલ થઇ જાય છે. રમકડાં જેવી બાબતો, દરેક કાર્યમાં વ્યવસ્થાની જરૂર, સોબત, સાદાઈ ઇત્યાદિ દરેક વિષય એટલા ગંભીર અને જરૂરી છે, કે તે દરેક વિષયોને માટે એક એક અલગ પુસ્તક આપી શકાય. આ પુસ્તકમાં તે દરેકની રૂપરેખાજ માત્ર દોરેલી છે. સુજ્ઞ માબાપો એ રૂપરેખામાં સુંદર રંગો ભરી

શકશે. અને પોતાના બાળકનું ચારિત્ર્ય ઘડવું કેટલું અગત્યનું છે, તેમજ કાળજી ભરી સંભાળ રાખવાની ઘણી જરૂર છે, તે બાબત લક્ષમાં લઈ તેના તરફ બિલકુલ દુર્લક્ષ નહિજ રહે.

નાની ઉમ્મરમાંથી પાડેલી સારી આદતો મોટપણે ઘણી ઉપયોગી થઇ પડે છે, તે વિષે લંબાણથી કહેલું છે, છતાં મોટી ઉમ્મર થતાં પણ બાળક તરફ બેદરકાર તો નજ રહેવું જોઈએ. કારણ કે મોટપણે કેટલાક અવગુણો સહવાસના દોષથી—સોબતના દોષથી બીજા પાસેથી મળી જાય છે. જો તેવા અવગુણોનાં લાભ હાનિ બાળકને સમજાવવામાં ન આવે, તો જરૂર તે અવગુણો પેસી જવા પામે. અને માબાપ બેદરકાર રહે, તો તે અવગુણો બાળકમાં ઘર કરી બેસી જાય; મતલબ કે દૃઢ થઈ જાય. કોઈ પણ અવગુણ દૃઢ થયા પછી તેને કાઢવો ઘણો મુશ્કેલ છે. જેમ કુમળા છોડને જમીનમાંથી ખેંચી કાઢતાં વાર લાગતી નથી, પરન્તુ ઝાડ મોટું થતાં તે ઉંડા મૂળ નાખે છે. અને ઘણા પ્રયત્ન કરવા છતાં તેને નિર્મૂળ કરી શકાતું નથી. તેમજ દૃઢ થઇ ગયેલા દોષોને માટે સમજવાનું છે. માટે મોટી ઉમ્મરનાં બાળકો તરફ પણ બિલકુલ દુર્લક્ષ નજ રાખવું. જેમ જેમ બાળક મોટું થતું જાય છે, તેમ તેમ તે વધારે સ્વતંત્ર બનવાને

અને પોતાની બુદ્ધિ વાપરવાને મથે છે. બાળકના આવા પ્રયોગોમાં તેને વ્યાજબી ઉત્તેજન આપવું. પરન્તુ અણુઘટતી છુટ ભવિષ્યમાં જોખમકારી નીવડે છે.

કેળવણીનું કામ ઘણું વિકટ છે. કારણ કે તે વડેજ ચારિત્ર્ય ઘડાય છે. જો આપણે આપણા બીજા ધંધા રોજગારમાંજ મચ્યા રહીએ, અને બાળકની કેળવણી તરફ બેદરકાર રહીએ, અને માનીએ કે ઘરમાં બૈરાંઓ છે. તેઓ પૂરતી કાળજી લે છે. વળી માસ્તર છે, તે પણ કાળજી રાખે છે. તેથી આપણી કાળજીની જરૂર રહેતી નથી. અલબત કેળવાયેલી માતાઓ બાળકને ઘણી સારી કેળવણી આપી શકે, તોપણ કેટલીક વખત એવું પણ બને છે, કે બચ્ચું મોટું થતું જાય, તેમ તેમ પોતાની માતાના કહેવા મુજબ વર્તતું નથી. સામા જવાબ આપે છે. વગેરે ઉદ્ધતાઇથી વર્તે છે. માતા ગુસ્સે થાય, ગાળો આપે, અને માર મારે પણ તેથી કાંઇ ફાયદો થતો નથી. જો આવા વખતે તાત્કાળિક ઉપાય લેવામાં ન આવે, તો બાળક દિવસે દિવસે વધારે જીદ્દી બનશે. વળી માસ્તર ઉપર પણ કેળવણીનો બધો બોજો મૂકી દેવો વ્યાજબી નથી. ઘણું ખરૂં માસ્તર પરાધીનજ છે. કારણકે તેને સ્કૂલના અભ્યાસનેજ વધારે વજન આપવું પડે છે. તેથી ચારિત્ર્ય ખીલવવાને માસ્તરથી

ઘણુંજ ઓછું બની શકે. જેમ સ્કૂલનો માસ્તર બાળકનું ચારિત્ર્ય ઘડવામાં અસમર્થ નીવડે છે, તેમજ ઘરમાં ૧ કલાક ટ્યુશનમાં આવનાર માસ્તર પણ બાળકનું ચારિત્ર્ય ઘડી શકેજ નહિ. જે કુટુંબોમાં એક છોકરાને માટે ઘરમાં બધો વખત કેળવાયેલો શિક્ષક રોકવામાં આવે છે, અને ખાવું, પીવું, હરવું, ફરવું, રમત, ગમત, અને શિક્ષણ, એ તમામ બાબત એકજ શિક્ષકની દેખરેખ નીચે સોંપી દેવામાં આવે છે, તેજ બાળકનું ચારિત્ર્ય ઘડવામાં માબાપને મદદ રૂપ થઈ શકે. આવી સગવડતા દરેકને માટે બની શકતી નથી. અને તેથીજ ઘણે ભાગે બાળકનું ચારિત્ર્ય ઘડવાની જવાબદારી માતાપિતાને શિર છે. અને તેથીજ આ પુસ્તકમાં આપેલી બાબતો માબાપને ઉપયોગી નીવડો, અને બાળકનું ચારિત્ર્ય ઘડવાના કાર્યમાં તેઓ સફળતા મેળવો! એજ મારા આ લેખનો ઉદ્દેશ છે. अस्तु.



# શુદ્ધિ પત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | **અભિપ્રાય.** | |
| ૩ | ૧૭ | લયક | લાયક |
| ૫ | ૩ | ગૃહસ્થની | ગૃહસ્થી |
| ૬ | ૫ | બોલતાં | લખતાં |
| ૬ | ૭ | કીતાબા | કીતાબ |
| ૮ | ૧૩ | ક્ષહકાર | સહકાર |
| ૧૧ | ૧૪ | ગભમાં | ગર્ભમાં |
| ૧૧ | ૨૩ | આલેખમિવા | આલેખવામાં |
| | | ——— | |
| ૧૦ | ૧૮ | વાર્તાઓથી | વાર્તાઓથી |
| ૧૬ | ૮ | લબગોળ | લંબગોળ |
| ૧૮ | ૧૧ | નાન | નાનાં |
| ૨૪ | ૩ | પેસાદાર | પૈસાદાર |
| ૨૭ | ૧૭ | નવુ | નવું |
| ૩૧ | ૪ | ઉડવાની | ઉઠવાની |
| ૫૪ | ૧૩ | તને | તેને |
| ૫૭ | ૯ | ઉંપરાંત | ઉપરાંત |
| ૭૦ | ૩ | કેટવો | કેટલો |
| ૭૮ | ૭ | જાતબળ | જાતિબળ |
| ૭૯ | ૧૦ | જાતબળ | જાતિબળ |
| ૭૯ | ૧૯ | જાત ાવશ્વાસ | જાતિ વિશ્વાસ |
| ૮૦ | ૨૩ | આપણિ | આપણે |
| ૮૪ | ૧૮ | ઉપયોગા | ઉપયોગી |
| ૮૭ | ૧૨ | મયાદા | મર્યાદા |
| ૯૦ | ૧૯ | તેની | તેના |
| ૯૭ | ૧૯ | એક કેકેથી | એક એકથી |